ગાંડીવ કુમારમાળા : ૧૪

# માયાવી દેશ !

અનુવાદક
ભાનુપ્રસાદ વ્યાસ

પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર
હવાડિયા ચકલા
સુરત

[કિંમત] [સવા રૂપિયા

'માયાવી દેશ'ની આ વાત વિજ્ઞાન અને પરાક્રમનો મેળ બેસાડીને લખેલી છે અને જુવાન કુમાર કુમારીઓને તે ખૂબ આનંદ અને પ્રેરણા આપશે. વળી નજીવી વાતમાંથી પણ કેટલાં મોટાં પરિણામો નીપજી શકે છે તેનો પણ ખ્યાલ આપશે.

શ્રી પ્રેમેન્દ્ર મિત્રની બંગાળી વાર્તા પરથી એનો અનુવાદ કરેલો છે. અને તે સરળ ભાષામાં કરી આપવામાં રા. ભાનુપ્રસાદ વ્યાસે સારી મહેનત ઉઠાવી છે, તે માટે તેમનો આભાર માનવો ઘટે છે.

ગાંડીવની કુમારમાળાનો ગુજરાતે જે સત્કાર કર્યો છે તે સ્વીકારતાં આનંદ થાય છે.

ન. વી.

# ગાંડીવ સાહિત્ય મંદિર

**દાંડીઓ : સાપ્તાહિક**

કવિ નર્મદના એ જુગજૂના જબ્બર પત્રને સુરતના મુખપત્ર તરીકે સજીવન કર્યું છે. નાગરિક પત્ર તરીકે તેણે તરત લોકપ્રીતિ મેળવી છે. વાર્ષિક લવાજમ રૂા. ૩ાા

**ગાંડીવ બાળપખવાડિક**

૯ થી ૧૪ વરસના બાળકોને નિશાળના ભણતરમાં રસ જગાડે અને મદદ કરે એ રીતે સચિત્ર સરસ લેખો આપતું પહેલું પખવાડિક. વા૦ લ૦ રૂપિયા પાંચ. પરદેશ શિલિંગ બાર.

**ગાંડીવ છાપખાનું**

ગયા સત્તર વરસની કારકીર્દિમાં આ છાપખાનાએ શુદ્ધ અને સ્વચ્છ છાપકામ કરવા માટે સારી ખ્યાતિ મેળવી છે.

**હવાડિયો ચકલો, સુરત**

---

**સુરત આવો, ત્યારે જરૂર મુલાકાત લેજો.**

# એક

એક વર્ષ પહેલાં ત્રણ મોટાં રાજ્યો ઉપર એકાએક યુદ્ધનાં વાદળ ઘેરાઈ આવ્યાં હતાં. એ રાજ્યો પણ જેવાં તેવાં નહિ; તેમાંનું એક તો હતું ભારે મોટું સામ્રાજ્ય. તે વખતે તો એમજ લાગતું હતું કે જાણે લડાઈની દુંદુભિ વાગશે.

તે તોફાનનું સ્થળ હતું દૂર દૂર પૂર્વના પ્રદેશમાં. ને મૂળ કારણ સાંભળો તો તમને વિશ્વાસે નહિ બેસે. એ કારણ હતું મિચિનાના બજારમાં **મધ ભરવાની એક નાની માટલીમાં** પડેલું એક નાનકડું જીવડું !

મિચિનાના બજારમાં એક માટલીમાં મધ ભરીને કાચીન જાતનો એક પહાડી તે વેચવા આવ્યો હતો. એ મધમાં પડેલું હતું એક જીવડું. બસ, આ જીવડું હતું એ ત્રણે રાજ્યોને સામસામાં થવાનું કારણ.

તમે કોઈ એ માનવા તૈયાર નહિ થાઓ પણ બધી વાત ન કહેવાય ત્યાં સુધી સમજાશે નહિ, અને ટૂંકામાં કહી શકાય એમ પણ નથી.

બ્રહ્મદેશની ઉત્તરે ઇરાવતીના કિનારા ઉપર મિચિના

શહેર છે. રંગુનથી રેલરસ્તે સાતસો માઇલ ગયા પછી ત્યાં જવાય. રેલ્વે પૂરી થયા પછી ગાઢ વન અને જંગલનો એ પ્રદેશ છે. એ દેશની હકીકત હાલના સુધરેલા ગણાતા સમાજમાં ઘણા થોડાજ જાણે છે.

મારા મામા મિચિના ખાતે નોકરી કરતા હતા. આખું ગુજરાત, પંજાબ, મધ્યપ્રાંત, બંગાળા વગેરે મૂકી, એટલે દૂર નોકરી કરવા એ પ્રદેશમાં કેમ ગયા હશે, તે કોણ કહી શકે? એમનાં બધાંય કામ એવાંજ હતાં. કેટલાકો તો એમને ધૂનીજ ગણતા. એમના મનની મૂળ વાત કદી કોઇને સમજાતી જ નહિ.

મામા બાંધી દડીના અને દેખાવે તદ્દન શાંત હતા. વાતચીત કે વર્તનમાં એવું કશુંજ જણાતું નહોતું જેના ઉપરથી એમના હાથે કોઈ અસાધારણ કામ થાય એમ અનુમાન કરી શકાય. તેમની આકૃતિ અને પ્રકૃતિ ઉપરથી તો એમ જ લાગતું કે કોઈ કોલેજના પ્રોફેસર અથવા કોઈ નિશાળના હેડમાસ્તર થયા હોત તો તેમને માટે ઠીક હતું. ભણવામાં પણ તે કાબેલ હતા અને તેથી નાનપણમાં બધાંયે એમને માટે ધારણા પણ એવીજ રાખી હતી. બધાંને એમ લાગતું કે તે કોઇ સુખસાહ્યબીની નોકરી જ કરશે. પણ બધાંને આશ્ચર્યમાં નાખી મામાસાહેબ તો ઉપડયા ખાણવિજ્ઞાન શીખવા. ખનીજવિદ્યા અને ખાણવિજ્ઞાન (માઇનીંગ)માં પાસ થઇ બીજે ઘણે ઠેકાણે

નોકરી હોવા છતાં બ્રહ્મદેશના છેક પૂર્વ ભાગમાં પ્રોસ્પેક્ટર તરીકે નોકરી કરવા ચાલ્યા ગયા. વિલાયત જઈ આવ્યા પછી પણ એમનો ચ્હેરો તો એવોજ એક એશઆરામી સુખી જીવડા જેવોજ લાગતો.

જે તે એમ કહેતું કે માઈનીંગના કામની હાડમારી અને જહેમત એમનાથી સહન નહિ થાય. એ સહન થયાં કે નહિ, તે તો ખબર નથી; પણ નોકરી છોડીને તે ઘેર પાછા ન આવ્યા, એ વાત તો સાચીજ. મિચિનામાં એમનું મુખ્ય મથક હતું. થોડાજ દિવસ ઉપર ત્યાંથી એમનો કાગળ આવ્યો હતો અને તેમાં મને થોડા દિવસ હવા ખાવા આવવા લખ્યું હતું. મારે કશું કામજ ન હોવાથી, હું પણ તૈયાર થઈ ગયો. જે દિવસે હું રંગુનથી સ્ટીમરમાં બેઠો તે દિવસે કોને ખબર હતી કે મારી મુસાફરી માત્ર મિચિના જ નહિ પણ આગળ વધવાની હતી! નસીબે મારે માટે એવી ભેદભરી અને એવી ભયંકર મુસાફરી નિર્મેલી હતી, જેવી બહુજ થોડાના ભાગ્યમાં હશે!

મિચિનામાં મામાસાહેબને ઘેર આવતાં હું તો ભ્રમમાંજ પડયો. મને થયું કે આ તે ઘર કે પ્રદર્શન! માત્ર ખનીજવિદ્યામાંજ નહિ પણ મામાસાહેબે તો અહીં બીજી કેટલીય બાબતોમાં માથું માર્યું હતું. ઉત્તર બ્રહ્મદેશની પથ્થરની મૂર્તિઓ અને લક્કડ કામથી માંડીને તે તરફના જીવજંતુ અને કીટ પતંગિયાંના નમુ-

નાયે એમણે ઘરમાં ભેગા કર્યાં હતા! રાત દહાડો એ ચોપાનીયાની મગજમારી એ કર્યા જ કરતા.

માથામાં પડેલી તાલ સિવાય મામાંસાહેબના દેખાવમાં બીજો જરાય ફેરફાર થયો નહોતો. સ્વભાવમાંય નહિ. એમને જોતાંજ એક જાતની મમતા ઉત્પન્ન થતી. જેવી કોઇ ભોળા સરળ દિલના બાળક માટે થાય. તેમની સાથે એક વર્ષ રહેવા છતાં, હજીય હું તેમનો સ્વભાવ વીસરી જાઉં છું.

મિચિનામાં શરૂઆતના કેટલાક દિવસ તો શાન્તિમાં ગયા. જુવાનીમાં ગમે તેમ હોય, પણ ઉમ્મર થતાં મામા બહુજ શાન્ત થઈ ગયેલા જણાતા હતા. માત્ર વાંચવા વિચારવામાં જ મશગુલ રહેતા. બીજી તરફ નજર કરવાની જાણે ઈચ્છાજ નહિ. અને હોય પણ ક્યાંથી? અભ્યાસથી તે છેક નવરા આળસુ જમીનદાર જેવા બની ગયા હતા.

બપોરે જમ્યા પછી બારસી બે કલાકની ઊંઘ ખેંચ્યા વિના તો એમને ચાલેજ નહિ; અને રાત્રે અડધો કલાક તો ચાકર પાસે પગ દબાવવા જોઇએ. તે ઉપરાંત ખાવા પીવાના શોખની તો વાતજ ન કરવી. આવા માણસનું મન બીજા કોઈ કામમાં લાગે ખરૂં? મને ઘણી વખત લાગતું કે નાનપણમાં જે લોકો એમને એશઆરામી કહેતા, તે કાંઈ છેક ખોટું તો નહોતા જ કહેતા. તે પાછા ગુજરાતમાં ન આવ્યા તેનું કારણ મને તો એજ

લાગે છે કે તેમને મુસાફરી કરવાની તકલીફ પણ જાણે પોષાય તેમ ન હતું.

મામા સાહેબને ત્યાં રોજ રોજ મિષ્ટાન્ન આપટીને નવો દેશ જોવામાં દિવસ કયાં જતા તે જ ન સમજાતું, અને શરીરનું વજન એવું વધવા માંડેલું કે મને પોતાનેજ બીક લાગવા માંડી; એવામાં—

એવામાં બીજું કાંઇ નહિ. મિચિનાના બજારમાં એક પહાડી પ્રાચીન મધ વેચવા આવ્યો. અમારા ચાકર મોંગપોએ એ મધ માટલી સાથે વેચાતું આણ્યું. તેજ દિવસે બપોરે મામાસાહેબ રકાબીમાં તે મધ કાઢી ચાખવા જતાંજ એકાએક ચમકીને ઊભા થઈ ગયા!

હું બાજુમાં બેઠો બેઠો ચા પીતો હતો. આશ્ચર્યથી હું બોલી ઊઠયો: "શું થયું, મામાજી?"

"જલદી મારૂં દૂરબીન-સૂક્ષ્મદર્શક લાવતો!" એમ કહી એ તો રકાબી ઉપર ઝૂકી પડયા.

મામાસાહેબના હાથમાં સૂક્ષ્મદર્શક આપતી વેળા મૂળ બાબત શું હતી તે હું પણ કંઇક સમજ્યો. રકાબીમાં મધની અંદર એક જંતુ હતું--કદાચ મધમાખીએ હોય. એ જોતાંજ મામાસાહેબ આટલા બધા ઉશ્કેરાઇ ગયા હતા!

મામાસાહેબ તો તે કાચ વડે એકચિત્તે રકાબીમાં જોવા લાગ્યા. મેં હસતાં હસતાં પૂછ્યું: "કેમ

કોઈ નવી જાતની મધમાખી છે કે શું?"

ડોકું ઊંચું કરી મારા તરફ તાકી બહુજ આશ્ચર્ય-ભરી રીતે તે બોલ્યા: "નવી જાતની? નવી તો શું પણ સાવ અદ્‌ભુત! આ જાતજ જુદી છે, એની......." એમ કહેતાં મામાસાહેબ ગ્રામોફોનની રેકર્ડની માફક કડકડાટ કરતાં એવાં કેટલાંએક વૈજ્ઞાનિક નામ બોલી ગયા કે તેમાંનો એક અક્ષરેય હું તો ન સમજી શક્યો. સામાન્ય એક મધમાખી માટે તેમની આટલી આતુરતા જોઇને મને ઘણી નવાઇ લાગી. હું તો મૂંગો મૂંગો તેમની સામે તાકીજ રહ્યો. તેમના ચેનચાળા જોઇને તો એમજ થયું કે જાણે સાત સામ્રા-જ્યની તિજોરી એ રકાબીમાં ભરી હશે. એટલે પોતાનું ભાષણ બંધ કરતાં જ બૂમ પાડી: "મોંગપો!"

મોંગપો મગ લોકોની જાતનો હતો. મામાસાહેબ પાસે ઘણાં વર્ષથી એ નોકર હતો તેથી તે પ્રમાણમાં ગુજરાતી સારૂં શીખી ગયો હતો.

મામાસાહેબે એને મધ ક્યાંથી લાવ્યો એમ પૂછતાં, તે સમજ્યો કે મધ ખરાબ હશે તેથી પોતાના બચાવમાં તેણે ભાષણ કરવું શરૂ કરી દીધું.

"હાં, હાં. એ તો બધું ઠીક, પણ જેની પાસેથી મધ લાવ્યો છે, તેને અહીં લાવી શકીશ?" મામા સાહેબે એને અટકવીને કહ્યું.

મધ વેચનારને તેડી લાવવાની વાત સાંભળી

મોંગપો તો ચૂપ જ થઇ ગયો. થોડીવારે તે બોલ્યો: "એ તે કયાંથી મળે ? જંગલી લોક, કામ પતી રહે એટલે ચાલ્યા જાય ! એને કયાં ખોળવો ? એ તે કયાં મળે ?"

"કેમ, કયાં મળે ? તપાસ કરે તો જરૂર મળે. જા, જઈને તપાસ કર." એમ કહી મોંગપોને ધમકાવી, વિદાય કરી, મારા સામું જોઇ મામાજી બોલ્યા: "આ પહાડી લોકો બસો ત્રણસો માઇલ દૂરથી જંગલી જાનવરોની ખાલ. કોઇકના નખ, મધ વગેરે લઇને આવે ને તે બધા તે દિવસે જ પાછા જાય એમ તને લાગે છે ? અહીં શહેરમાં આવી તે લોકો તરત જાય જ નહિ."

"પણ તમારે એ મધવાળાને ખોળવો જ શા માટે પડે છે ?" મેં પૂછ્યું.

"વાહ ! ખોળીએ નહિ ?" બોલતાં બોલતાં મામા સાહેબનો અવાજ શાન્ત ગંભીર બની ગયો. "આવી મધમાખીઓ પૂડા કયાં બાંધે છે તે જાણવું ના જોઇએ ?"

"હાસ્તો." કહી હું તો હસતો હસતો ફરવા ચાલ્યો ગયો.



# બે

મધ તથા મધમાખીની વાત તો હું એ પછી ભૂલીજ ગયો હતો. તેમ આખો દિવસ મામાસાહેબની મુલાકાતે થઈ ન હતી. રાત્રે સાથે વાળુ કરવા બેઠા ત્યારે મને એકાએક યાદ આવ્યું અને મેં પૂછયું: “પછી પેલો મધવાળો મળ્યોકે ?”

જાણે ઊંડા વિચારમાં હોય તેમ મામાસાહેબ બોલ્યા: “હું !”

“એ પૂડા ક્યાં થાય છે ? કંઇ ખબર પડી ?”

મારા પ્રશ્નનો સીધો જવાબ ન આપતાં મામાસાહેબ કેટલુંક તો પોતાના મન સાથે બબડતા હોય એમજ બોલ્યા: “ ખબર તો પડીસ્તો. પણ ત્યાં જવાય તો કેટલું સારૂં થાય ! કોણ જાણે ત્યાં કેટલીય જાતના તેજાના (Spices) અને જીવજંતુ મળી આવે ! એ તરફનાં જંતુઓ સંબંધી હજી કાંઇ શોધખોળ થઈજ નથી. ખરેખરી એન્ટોમોલોજીકલ એક્સ્પીડીશન (શોધ-

ચડાઇ) એક પણ થઇ નથી."

મામાસાહેબ બોલતા બોલતા પાછા જરા ચંચળ બની ગયા હતા. મેં કહ્યું: "ચાલોને ત્યારે, આપણે જઇએ!"

"એનોજ તો વિચાર કરૂં છું."

"ક્યાં જવાનું? કેટલુંક વેગળું છે?" મેં કંઈક કુતૂહલથી પૂછ્યું પણ મામાસાહેબનો જવાબ સાંભળીને હું તો સ્તબ્ધ જ બની ગયો!

મામાસાહેબ બોલ્યા: "બ્રહ્મદેશની હદ વટાવીને જવું પડે છે. લગભગ હિમાલયમાં જવાનું. પહાડ અને જંગલમાં થઇને. લગભગ ચારસો માઈલ હશે."

જાણે મને ખુશી કરવા માટે જ બોલતા હોય તેમ જરા હસીને મામાસાહેબ બોલ્યા: "જો ત્યાં જઇ અવાય, તો તો નામ અમ્મર થઇ જાય. એ ભાગમાં હજી કોઈ ગયું નથી. અને ગયું હશે તો ત્યાંથી પાછું તો આવ્યું જ નથી!"

ત્યારપછી કેટલાક દિવસ મામાસાહેબની પાસેથી થોડે થોડે એ દેશની બધી વાત સાંભળી લીધી. ચીન, બ્રહ્મદેશ અને તિબેટની સરહદો જ્યાં મળે છે તે ભાગને "અજાણ્યો ત્રિકોણ" કહે છે. આ ત્રિકોણાકૃતિ દેશમાંથી ઈરાવતીની એક મોટી શાખા નીકળે છે. પણ એ શાખાનું મૂળ હજીય કોઇએ જોયું નથી. ત્યાંનાં પહાડ, જંગલ, જનાવર, માણુસ વગેરે માટે માત્ર લોકવાયકાઓજ

સાંભળવામાં આવે છે. ત્યાં જવાનો માર્ગ બહુ દુર્ગમ હોવાથી ત્યાંની કોઇપણ વાતને ખરી કે ખોટી કંઇ કહેવાય નહિ. જે પહાડી કાચીન લોકો એ તરફની વાતો કરે છે તેઓ પોતે પણ તે તરફ બહુ થોડાજ જાય છે.

ત્યાં 'ડારૂ' નામની એક ઠીંગણી માણુસ જાત વસે છે. તેમાંના કોઇ કોઈ શિકારીઓ કાચીનો પાસે આવી કોઈ કોઇવાર મધ, જનાવરનાં ચાંમડાં વગેરે વેચી જાય છે. જેની પાસેથી અમે મધ લીધું હતું તેને પણ એવા કોઈ ડારૂ પાસેથી જ તે મળ્યું હતું.

આ બધી વાત સાંભળી મારૂં મન જરા શાન્ત થયું. કારણ જે માણુસને બપોરે બે કલાક લાંબી ઊંઘ ખેંચવા જોઈએ, તે આવા ભયંકર સ્થાનમાં કદી નહિજ જાય, એવી મારી ગળાબૂડ ખાતરી હતી.

પરન્તુ અસંભવ વાતજ એક દિવસ સંભવિત બની ગઇ ! કેટલાક દિવસથી હું જોતો હતો કે અમારે ત્યાં ચીના મજૂરોની આવજા શરૂ થઇ હતી. ધીમે ધીમે નાના નાના કેનવાસના તંબુઓ વગેરે સામાન ભેગો થતો હતો. મામાસાહેબ તો દિવસ રાત એ બધી બાબતોમાં ગૂંથાયલાજ રહેતા. કાં તો લાકડાના ખોખામાં કોલસા પેક કરતા હોય અથવા તો જીવડાં પકડવાની જાળ તૈયાર કરતા હોય.

સહસા એક દિવસ સાંભળ્યું કે મામાસાહેબ 'કાલે જ' ત્રિકોણાકૃતિ દેશ તરફ રવાના થવાના છે.

બધી તૈયારીઓ થઇ ગઈ છે.

મને વિશ્વાસ ન પડયો. મેં પૂછ્યું: "ખરી વાત ! મામાજી, આપ જાઓ છો ?"

"હા. ના જઉં તો શું કરૂં ?" મામા સાહેબે એવી રીતે જવાબ આપ્યો કે જાણે તે ન જાય તો ચાલે જ નહિ !

થોડીવાર વિચાર કરી, બધી બાબત સમજી જઇ મેં કહ્યું: "હું ય સાથે આવું છું."

મામાસાહેબ માથે હાથ ફેરવતા બોલ્યા: "બહુ જ મુસીબત પડશે. કેટલીય વિપત્તિ અને દુઃખનો સામનો કરવો પડશે. મને લાગે છે તું અહીં જ રહે."

મને હસવું આવ્યું. ચાળીસ વર્ષ એશઆરામની જીંદગી ગાળનાર મામાસાહેબ કરતાં મને તે શી વધારે મુસીબત પડવાની હતી ?

મેં કહ્યું: "ના હું તો આવીશ જ."

"ત્યારે ચાલ, કેટલુંય નવું જાણવાનું મળશે." એમ કહેતા મામાસાહેબ રાજી થતા થતા ચાલ્યા ગયા. મારે નવું જાણવાની તો કશી ય પડી ન હતી પણ મામાસાહેબને લીધે જ હું જતો હતો.

બીજે દિવસે અમારી મુસાફરીની તૈયારી અને સામાન જોઇને હું તો દિંગ જ બની ગયો. વીસ ઘોડા ઉપર અમારો બધો અસબાબ નાખીને વીસ ચીના સવારો અમારી સાથે આવતા હતા. એ અસબાબમાં

ખોરાકી, લુગડાં, દવાઓ, બંદૂક, કારતુસ, સુરંગનો દારૂ વગેરે હતું. અમારા નોકર મોંગપો ઉપરાંત બીજા બે કાચીન પહાડી નોકરો પણ કામકાજ માટે સાથે લીધા હતા.

આ બધી તૈયારી એક માત્ર નાના સરખા જંતુને ખોળવા અથવા તેનો શિકાર કરવા માટે હતી, એ વિચાર આવતાં મને તો કંઇ કંઇ થઈ જતું. પહેલાં આવા ભયંકર સ્થળમાં લોકો ધન–દોલતની શોધમાં જતા હતા. અને અમે એક સાધારણ જંતુની હકીકત મેળવવા માટે એનાથી પણ વધારે ભયંકર સ્થાનમાં હથેળીમાં જીવ લઇને ઉપડતા હતા! કેવી હસામણી વાત!

ખેર! પણ એ મઝા બહુ દહાડા ચાલી નહિ. અમારી આ મુસાફરીમાં જંતુ તપાસ ઉપરાંત બીજીય કાંઇ ગરબડ થવાની છે તેનાં ચિન્હો અમને જલ્દી જણાવા લાગ્યાં.

અમારે પ્રથમ જવાનું હતું હાર્ટ્જ કિલ્લે. આ કિલ્લો મિચિનાથી ૨૨૦ માઇલ દૂર હતો. શિયાળામાં એક રીતે ત્યાં જવાનો માર્ગ કંઇક સુગમ પડતો. ઘોડા ઉપર બેસીને પણ જઇ શકાતું.

બન્ને બાજુએ ઘન જંગલ. તેની વચ્ચે એક માત્ર પગથી. એ રસ્તે ત્રણ દિવસ ગયા પછી અમે ઇરાવતીની બે શાખાઓ જ્યાં મળે છે ત્યાં પહોંચ્યા. ત્યાંથી પહાડ શરૂ થતા હતા. અહીંથી જ રસ્તો વિકટ થતો હતો.

ચોથે દિવસે ઇરાવતીની પશ્ચિમ તરફની શાખાને કિનારે એક નાના પહાડની તળેટીમાં અમે તંબુ ઠોકયો. એ દેશ કાચીનોનો હતો. વેગળે જંગલમાં કાચીનોનાં નાનાં નાનાં છાપરાં દેખાતાં હતાં. પરંતુ ત્યાં વધારે ગામ ન હતાં. મુખ્ય કરીને બધે જંગલ જ હતું. બ્રહ્મદેશની આ સરહદ ઉપર કાચીનોનું બહુ જોર છે. કેટલોક વખત પહેલાં તો બાજુબાજુના બધા લોકો એમના ત્રાસથી થરથરી ઊઠયા હતા. તે વખતે આજુબાજુના દેશ પર હુમલા કરી બંદીવાનોને પકડીને ગુલામ બનાવતા. પણ હમણાં હમણાં તેઓ જરા ઠંડા પડયા હતા. છતાં ધીમી પડેલી આગ બાળે નહિ તો દઝાડે તો ખરીજ તેવી સ્થિતિ હતી.

એ દેશમાં વાઘની ઘણી બૂમ હોવાથી અમારા તંબુ અને ઘોડાઓના રક્ષણ માટે આખી રાત પહેરો ભરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. તેમ છતાં અરધી રાત્રે વાઘની ભયંકર ગર્જના અને માણસોની બૂમાબૂમ સાંભળી હું બીને જાગી ઊઠયો. મામાસાહેબ તો મારા ઊઠતાં પહેલાંજ હાથમાં બંદૂક લઈ તંબુના દરવાજા આગળ ઊભા હતા. હું પણ મારી બંદૂક ઉઠાવી તેમની બાજુમાં જઈ ઊભો.

બહાર બહુજ ઠંડી પડતી હતી. અંધારૂં તો એટલું બધું હતું કે આંખ ઉઘાડો કે બંધ રાખો

બધુંય સરખું હતું. એવા અંધકારમાં અમે કાન ખડા કરી થોડીવાર ઊભા. પરંતુ આશ્ચર્ય તો એ હતું કે માણસોની બૂમાબૂમ અને વાઘની ગર્જના જે એક વખત સંભળાઈ તે જ. પછી ચારે તરફ બધુંય શૂન્યકાર થઇ ગયું !

અમારાથી થોડે દૂર એક તંબુમાં મોંગપો અને પેલા બીજા બે નોકરો સૂતા હતા. તે જાગતો હોય તેવું પણ કંઇ જણાયું નહિ. શું બધાય એમ અઘોરીની માફક ઊંઘતા હશે ? તેમાંનો એક જણ તો પહેરો ભરવાનો હતો. ત્યાં શું હતું તે કશુંજ સમજાતું ન હતું !

વિજળિક હાથબત્તી ચેતાવવામાં જોખમ હતું છતાં પણ મામાસાહેબ તે જલાવી આગળ ગયા. મારે પણ તેમની સાથે જવું પડ્યું. સૌથી પહેલાં મોંગપો તથા બીજા નોકરોને જગાડવા માટે અમે તેના તંબુમાં ગયા. પણ ત્યાં જતાંજ અમારા આશ્ચર્યની સીમા ન રહી. તંબુમાં એ ત્રણેમાંનું કોઇજ ન હતું. તેમનાં બીછાનાં પાથરેલાં હતાં. તંબુમાંનો સરસામાન પણ પણ જેમનો તેમ હતો. છતાં આશ્ચર્ય એ હતું કે તેમનો જ પત્તો નહોતો !

બીજા ચીંના સરદારો પહાડની તળેટીમાં પડાવ નાખી પડયા હતા. તે ગઠિયાઓ તંબુની ગરજ રાખે તેવા ન હતા. કડકડતી ટાઢમાં પણ તે તો ઘોડાનાવાળના કામળા ઓઢી સહજેજ બહાર સૂઈ રહેતા.

મામાસાહેબે તેમના સરદાર "લી સીન"ને હાંક મારી. શાન્ત, નિરવ રાતને લીધે તે અવાજ પહાડમાં ચારે તરફ ગર્જી રહ્યો. પણ તેમના તરફથી જવાબ ન મળ્યો. મામાસાહેબે બંદૂકનો ખાલી બાર કર્યો........

એક સામાન્ય બંદૂકનો અવાજ આવો સંભળાય એ તો હું જાણતોજ ન હતો. ચારે તરફના નિરવ અંધકારમાં રાતને વખતે આજુબાજુના પહાડોમાં એનો પડઘો એવો તો અજબ અને ભયંકર લાગ્યો કે અમે પોતેજ ચમકી ગયા! પ્રથમ તો અમને લાગ્યું કે જાણે અમારી બંદૂકની સાથે સાથે દૂર દૂર સેંકડો બંદૂકો ગર્જી રહી હતી!

આ ખાલી અવાજનું પરિણામ પણ અદ્ભુત જ આવ્યું. અવાજનો પડઘો એક પહાડથી બીજે પહાડે અથડાતો અથડાતો શાન્ત થતાં ન થતાંમાં તો અમારા ઘોડાવાળાઓના ટોળામાં ગરબડ સંભળાવા લાગી. પ્રકાશિકા (ટોર્ચ) જલાવી તેમના તરફ જતાં જતાં અમે જોયું કે બંદૂકના અવાજથી ડરી જઇ તેમનામાંના કેટલાક પણ તપાસ કરવા આવતા હતા. તેમાં તેમનો સરદાર લી સિન પણ હતો.

રસ્તામાં ભેળા થતાંજ મામા સાહેબે "આટલી બૂમો પાડવા છતાં જવાબ કેમ ન આપ્યો?" કહી સરદારને ધમકાવ્યો. લી સિન બહુજ શરમાઇ ગયો. નીચું જોઈ દબાયલા અવાજે તેણે જે કહ્યું તેનો સાર એ હતો કે

આખા દિવસની મહેનતથી થાકીને તેઓ એવા તો ઊંઘી ગયા હતા કે તેમણે અમારી બૂમ સાંભળી જ ન હતી !

મામાસાહેબે આશ્ચર્યથી પૂછ્યું : "વાહ ! તમે વાઘની ગર્જના પણ સાંભળી નહિ ?"

લી સિન અમારા તરફ આશ્ચર્યથી તાકી રહી બોલ્યો: "વાઘની ગર્જના વળી ક્યારે થઇ હતી ?"

"વાઘની ગર્જના ક્યારે થઇ ? આ લોકો બોલે છે શું ?" હું અને મામાસાહેબ તો બાઘા જેવા બની એક બીજાનું મોઢું જ તાકવા લાગ્યા. પરંતુ લી સિને બહુ જ ભારપૂર્વક કહ્યું કે કોઇપણ જાતની વાઘની ગર્જના થઈ જ ન હતી. જો થઇ હોત તો અમે ગમે તેટલા ઊંઘી ગયા હતા તો પણ જરૂર સાંભળત.

વાઘની ગર્જનાની બાબત ભેદભરી થઇ પડવા છતાં, મોંગ પો અને તેના સાથીદાર બન્ને ચાકરોના અદૃશ્ય થવાનું કારણ જાણતાં અમે હસ્યા વગર ન રહી શક્યા. ચીનાઓની દેખાદેખી એમને પણ આજ સંધ્યા-કાળ પછી ચંડુલનો હુક્કો પીવાનું મન થઇ ગયું હતુ. તેની સજા પણ તેમને બરાબર મળી હતી. એક બે દમ ખેંચતાંમાં જ તેઓ એવા ચકચૂર થઈ પડયા કે કે ત્યાંથી ઊઠીને પોતાના તંબુમાં જવા જેટલીય હોશ તેમનામાં ન રહી. ચીનાઓની સાથે જ કામળો ઓઢીને બેય જણા બેહોશ થઇ પડયા હતા !

તંબૂ છોડી ચાલ્યા જવા બદલ તેમને વઢવું એ

પણ અત્યારે તો નિરર્થક હતું. ખાસ કરીને તો તેમની તે વખતની દશા જોઈને જ હસવું આવતું હતું. લી સિન પાસેથી આ બધી બાબત સાંભળીને મામા સાહેબ મહામુશ્કેલીથી હસવું દાબી બોલ્યાઃ "મરવા દે, એમને સાળાઓને જગાડીને હવે કશો લાભ નથી. આજ આખી રાત ટાઢમાં પડી રહી કાલે ત્રિદોષ--ન્યુમોનિયા થશે, ત્યારે જ એમને ખબર પડશે."

લી સિનની ટોળીને વિદાય કરી અમે તંબુ તરફ પાછા ફર્યા. મેં હસતાં હસતાં મામાસાહેબને કહ્યું: "આપણે અમથા અમથા કેવા ડરી ગયા ?"

મામાસાહેબ ગંભીર ચહેરે માત્ર "હું" જ બોલ્યા. બીજું કાંઈ ન બોલ્યા.

તંબૂમાં પેસવા જતાં જ અમે બન્ને જણ ચમકીને ઊભા રહી ગયા. તંબૂમાંથી જતી વખત તેનો કાપડી દરવાજો અમે બંધ કર્યો હતો, તે મને બરાબર યાદ છે. પરંતુ અત્યારે એ દરવાજો ખુલ્લો હતો ! અમારી થોડી વારની ગેરહાજરીમાં કોઇ બારણું ઉઘાડી અમારા તંબૂમાં આવી ગયું હતું તેમાં જરાય શંકા ન રહી. પણ એ કોણ હશે ? શી મતલબથી આવ્યું હશે ?

તંબૂમાંની બધી ચીજો બરાબર ગોઠવાએલી હતી. તેમાંની કોઇ ચીજ આઘી પાછી થઈ ન હતી, એટલે આવનારની મતલબ સમજાય તેમ ન હતું. કશું ચોરાયું હોય એમ પણ અમને ન લાગ્યું. સૂતાં પહેલાં

મારૂં સોનાનું ઘડીઆળ બિછાના આગળ મૂક્યું હતું, તે પણ હજી ત્યાંજ પડયું પડયું ટીક ટીક કરતું હતું. અમારા ભારે, ગરમ લુગડાં તરફ પણ કોઇએ નજર નાખી ન હતી.

દરવાજો બંધ કર્યો હતો એ વાત બરાબર યાદ ન હોત તો અમને આ બાબત પણ વાઘના ગર્જનની માફક અદ્ભુત જ જણાત. પણ તેમ તો બને તેમ ન હતું.

આ બધો શો ભેદ હતો તે ન સમજાયાથી આખી રાત ચિંતા અને વિચારમાં ઊંઘ ન આવી. સવાર થતાં પહેલાં તો દરવાજો ઉઘાડી હું બહાર નીકળ્યો.

ચારે તરફ સખત ધુમસ વરસતું હતું. ઝાડનાં પાન પરથી મોતીના દાણાની માફક ઝાકળનાં ટીપાં ખરતાં હતાં. દેખાવ રમ્ય અને હૃદયને આનંદ આપે તેવો હતો. પણ એ દેખાવનો આનંદ લુંટવા જેવી મનની સ્થિતિ ન હતી. રાતની બીનાથી મન બહુજ બેચેન હતું.

મામાસાહેબ પણ, મારી માફક, આખી રાત ઊંધ્યા ન હતા. સવાર થતાં પહેલાંજ દીવો સળગાવી તે તો પોતાની પેટી વગેરે ઉઘાડી કાંઇક કરતા હતા. બેચાર આંટા તંબૂના સામે માર્યા એટલામાં મારી નજર નીચે જમીન ઉપર પડી. જરા ધ્યાનપૂર્વક

જોતાં જ મેં ઉશ્કેરાઇ જઇ બૂમ પાડીઃ "મામાજી!"

મને લાગે છે કે મારા ગળાનો અવાજ તે વખત કંઇક વધુ પડતો આકળો થઈ ગયો હશે. કારણ મારી બૂમ સાંભળતાંજ મામાસાહેબ તીરની માફક દોડતા આવ્યા અને બોલ્યાઃ "કેમ? શું છે?"

નીચે જમીન તરફ આંગળી કરી હું બોલ્યોઃ "જુઓ તો ખરા, આ કોનાં પગલાં જણાય છે?"

પરન્તુ મારી આ શોધ પરત્વે મામાસાહેબે જરા ય ઉત્સાહ ન બતાવ્યો. તે તો શાંત ભાવે બોલ્યાઃ "વાઘનાં પગલાં જણાય છે. એ પગલાં તો તંબૂની અંદરે ય પડયાં છે."

"તંબૂની અંદર!" હું તો એકદમ ચમકીજ ઊઠયો.

"હા. અંદર પણ છે. મેં તો તે કાલનાં દીઠાં છે."

"ત્યારે કાલે આપણા તંબૂમાં વાઘ પેઠો હશે?" મેં આશ્ચર્યથી કહ્યું.

ક્ષણ વાર ચૂપ રહી, મામા સાહેબ હસતા હસતા બોલ્યાઃ "પણ તંબૂનો દરવાજો ઉઘાડી, અંદર પેસી, કંપાસ ચોરી જાય એવા વાઘની વાત તો આજ સુધી સાંભળી નથી!"

હું તો આ સાંભળી ખરેખર દિગ્મૂઢજ બની ગયો. મામા સાહેબ મારા તરફ જોતાં પાછા બોલ્યાઃ "ખરૂં

કહું છું, આપણા તંબૂમાં આટલી બધી ચીજો હોવા છતાં કાલે માત્ર કંપાસનીજ ચોરી થઈ છે અને તે ય ક્યાંથી? મારી બેગમાંથી, એકદમ બધી ચીજોની નીચેથી!"

"બીજું કશુંય ચોરાયું નથી? બરાબર તપાસ કરી?"

"અત્યાર સુધી તે જ તપાસતો હતો. મારા કાગળ-પત્રની પેટી જરૂર વીંખી છે. પણ બધુંય પડતું મૂકી માત્ર કંપાસ જ વાઘ ચોરી ગયો છે!"

હું તો બાઘા જેવો બની બોલ્યો: "ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે કાલે રાત્રે આપણે જે થોડી વાર માટે તંબૂની બહાર ગયા હતા, તેટલામાં વાઘ અને ચોર બેય આપણા તંબૂમાં આવ્યા હતા?"

"બીજું શું કહી શકાય? પણ આશ્ચર્યની વાત તો એ છે કે વાઘનાં પગલાં તો સ્પષ્ટ છે, પણ માણ-સનાં પગલાંનું નામ નિશાને નથી!"

જેમ જેમ વિચાર કરતા, તેમ તેમ રાતનો ભેદ વધારે ને વધારે ઘેરો અને ગુંચવાડાભર્યો થતો જતો હતો. આ પહાડજંગલના દેશમાં અમે કંઇ આરામથી રહીશું ધારીને આવ્યા નહોતા. વિપત્તિ આવશે એમ તો ધારતાજ હતા; પણ આવી ન સમજાય એવી ગુંચવાડાભરી ભેદી વિપત્તિની તો કલ્પના કરી નહોતી. ગમે તેટલો વિચાર કરીએ, પણ કંઇ ઉકેલજ ન નીકળે. જાણે કોઇ જાદુગરની જ બાજી!

અમને કશું ભારે નુકસાન તો થયું ન હતું, પણ અમારી બેચેની દૂર થતી ન હતી. અમને વારંવાર એમ થતું કે જાણે અમારી ચારે તરફ જાળ પથરાઇ ગઇ છે. ગઇ કાલની બીનાથી જાણે અમને એવો કાંઇ ખ્યાલ આવ્યો.

તે દિવસે અમે જાણી જોઈને જ મોડે સુધી તંબૂ ઉઠાવ્યો નહિ. વિપદનો ભાસ થઇ ગયો એટલે હવે સંભાળીને રહેવાનું હતું. મામાસાહેબ એ બાબતનીજ ગોઠવણ કરતા હતા. લી સિન બે વાર આવીને મુસાફરી કયારે શરૂ કરવાની છે તે પૂછી ગયો હતો. સાથે સાથે તેણે જણાવ્યું હતું કે જો જલદીથી પ્રયાણ નહિ કરીએ તો આગળનો રસ્તો ગાઢા જંગલમાં થઈને જતો હોવાથી સંધ્યાકાળ પહેલાં જંગલની બહાર કોઈક સુરક્ષિત જગ્યામાં પહોંચાશે નહિ. અને જંગલમાં જ પડાવ નાખવો એ કેટલું ભયંકર અને વિપદજનક હતું તે વિચારવા જેવું હતું.

લી સિન બીજી વાર આવીને ચાલ્યો ગયો. પછી મેં દબાતે સાદે મામાસાહેબને પૂછ્યું: "મામાજી, આ લી સિન તમને કેવો માણસ લાગે છે?"

જાણે આશ્ચર્ય પામી ગયા હોય તેવા સ્વરે તેમણે કહ્યું: "કેમ? એ તો બહુ જ સારો માણસ છે!"

જરા રહીને મેં કહ્યું: "પણ મારા મનમાં એક વાત ઘોળાયા કરે છે."

"શી ?" મામાસાહેબે હસતાં હસતાં પૂછ્યું.

"ખાસ કરીને કાલે રાત્રે મોં ગપો અને પેલા બે જણા ત્યાં ચંડુલ પીવા ગયા અને ત્યાં જ બેહોશ થઇ પડ્યા, એ બાબત તમને કશી શંકા નથી આવતી ?"

મામાસાહેબે ગંભીરપણે જવાબ આપ્યો: "હું લી સિનને સારી રીતે ના ઓળખતો હોત તો મને શંકા આવત ખરી; પણ એના જેવો વિશ્વાસુ માણસ કોઈક જ મળે છે. લી સિન તો મારી સાથે. અગાઉ પણ ઘણી જગ્યાએ આવ્યો હતો."

મામાસાહેબની આ વાત પછી હું કાંઈ વધારે કહી શક્યો નહિ. અને ખરૂં પૂછો તો લી સિન ઉપર શક લઇ જવાનું કોઈ ખાસ દેખીતું કારણ પણ મારી પાસે નહોતું. તંબૂની અંદર વાઘનાં પગલાં અને કંપાસની ચોરી સાથે એને સંબંધ શો હોઇ શકે ? એવી તો કલ્પના ય ન થાય. પણ મારા મનમાં જરાક કંઈક ખટકી રહ્યું. એ શકને લીધે જ એક દિવસ અમારો સર્વનાશ થવાની કટોકટી આવી પડશે એ વાતની તે વખત ખબર હોત, તો ?

તંબૂ ઉપાડી આગળ મુસાફરી શરૂ કરતી વખતે અમને એક સમાચાર મળ્યા. તેથી અમે વળી જરા વધારે વિમાસણમાં પડયા. અમે જવાની તૈયારી કરીએ છીએ ત્યાં તો નજીકના કાચીનોના ગામનો મુખી અમને મળવા આવ્યો. તેની સાથે કેટલાક નોકરો પણ હતા.

અમે તે વખતે ખૂબ ઉતાવળમાં હતા; છતાં વિવેકને ખાતર તેની સાથે વાત કરવા બેસવું પડયું. એમના રાજ્યમાં એમનું અપમાન તો કરાયજ નહિ !

અમને મળવા આવવાના મુખીનો ઉદ્દેશ જાણતાં વાર લાગી. બે ચાર આડી અવળી વાતો પછી તેણે જણાવ્યું કે તેની પાસે અત્યંત કીમતી અને જવલ્લેજ હાથ લાગે એવા જાનવરની ખાલ હતી. તે અમને પોતાની ખૂશીથી ભેટ કરવા આવ્યો હતો. બદલામાં તે કશુંય માગતો ન હતો. માત્ર એ જંગલમાં દારૂ-ગોળો મળી શકે તેમ ન હતું, તેથી બદલામાં થોડોક દારૂ અને ગોળીઓ આપી અમે તેને મદદ કરીએ એમ તે ઇચ્છતો હતો.

મામાસાહેબે તેને સમજાવ્યું કે અમારી પાસે પણ દારૂગોળો બહુજ ઓછો છે અને અમારે જોઈએ તે કરતાંય ઓછો છે, નહિ તો જરૂર એમાંથી આપત. તેથી હાલ તુરત એ ચામડાની માયા અમારે છોડવી પડે છે.

પણ કાચીન મુખી ખસે તેવો ન હતો. તેણે કહેવા માંડ્યું કે એ કાંઇ સાધારણ ચામડાં નથી. એ તો અસલ સફેદ વાઘનાં ચામડાં છે અને એ કયાંય ન મળી શકે એવાં ચામડાં આપવા પોતે આવ્યો હતો. દારૂગોળો ન બને, તો છેવટ થોડું ગ્યાસતેલ આપશો તોય ચાલશે.

મામાસાહેબે હસીને કહ્યું કે "સફેદ વાઘનું ચામડું ઘણું કીંમતી હોવા છતાં હમણાં ભાર વધારવાનો મોખ નથી. પાછા વળતાં બનશે તો જરૂર લઈ જઇશું."

મુખી બહુ દિલગીર થતો જણાયો. છતાં ઊઠતાં ઊઠતાં તે બોલ્યો કે "બે દિવસ પહેલાં જ, તમારી આગળ, જે ટોળી ગઈ તેમની પાસેથી મને કેટલીય ભેટ મળી; છતાં મેં સફેદ વાઘનું ચામડું તેમને આપ્યું નથી. સફેદ વાઘનું ચામડું દશ વરસે એકાદ મળે તોય નસીબ. તમે આ કીંમતી વસ્તુ—"

મામાસાહેબે તેને બોલતો અટકાવી આશ્ચર્ય પામતાં પૂછ્યું: "અમારા પહેલાની ટોળી ? એ વળી કઇ ?"

જમીન ઉપર ભાલો પછાડતાં મુખી બોલ્યો: "જૂઠું બોલતાં મને આવડતું જ નથી. આગળની ટોળી તરફથી કેટલીય ભેટ મળ્યા છતાં સફેદ વાઘનું ચામડું મેં નહોતું આપ્યું."

મામાસાહેબ ઉત્તેજિત થઇ આકળા થતાં બોલ્યા: "હાં હાં. એ તો સારૂં કર્યું. પણ આગળની ટોળીમાં કોણ કોણ હતું ?"

"વાહ, બે દિવસ પહેલાં તમારા જેવી જ એક ટોળી એ માર્ગે ગઇ છે, તે વાત તમે જાણતા નથી ?" મુખીએ આશ્ચર્યથી કહ્યું.

મામાસાહેબ બહુ જ મહેનતે શાન્તિ રાખી

બોલ્યા: "એ તો જાણ્યું. પણ એ ટોળી કેવી હતી, તે કહો જોઇએ !"

"કેવી એટલે ? તમારા કરતાં કંઇક મોટી. સર-સામાન પણ કાંઇક વધારે."

"એ ટોળીમાં કોઇ સાહેબ હતા કે ?"

"સાહેબ ?.......ના. સાહેબ જેવું તો કોઇ જણાયું નહિ. તેમનો આગેવાન તો એક ચીનો હતો."

મામાસાહેબ આ સાંભળી એકાએક ગંભીર બની ગયા !

અમે સફેદ વાઘનું ચામડું લેવાનાજ નથી એમ જાણી મુખી નિરાશ બની ખિન્ન મને ત્યાંથી ચાલ્યો ગયો. અમે પણ ડેરાતંબૂ ઉઠાવ્યા.

આજનો રસ્તો ભયંકર જંગલમાં થઇને જવાનો હતો; અને જંગલે કંઈ નાનું સૂનું ન હતું. સંધ્યાકાળ પહેલાં તે વટાવી ન શકીએ તો પગલે પગલે આફત લખાયલી જ હતી. લી સિન અને તેની ટોળીના માણસો અમારા ઘોડા વગેરેને ખૂબ ઉતાવળે હાંકીને જતા હતા. જંગલમાં આફત આવતાં વાર ન લાગે, માટે મોંગ પોને પણ આજ બંદૂક આપી હતી.

તે પણ ઘોડાઓની સાથે સાથે લી સિનની જોડે ચાલતો હતો. અમે બે જણ હથિયારબંધ થઇને સૌની પાછળ હતા. રસ્તા પર કેટલીક જગ્યાએ બે ઘોડા જોડાજોડ પણ ચાલી શકે તેમ ન હતું. અમારા ઘોડાઓની

કતાર જંગલના જાણે ભાગ પાડી દેતી હોય તેવી હતી, છતાં તે આગળ હોવાથી દેખાતી ન હતી. એમાંય કાચીન મજૂરોના આગેવાને જ્યારે ખબર આપી કે આપણા ઘોડાઓનો મોટો ભાગ જોવામાંજ આવતો નથી, ત્યારથી મામાસાહેબ તો બહુજ ગંભીર બની ગયા. કેટલો ય રસ્તો કાપ્યો પણ તેમણે મોઢામાંથી એક અક્ષર ન કાઢયો. છેવટે હુંજ અધીરો થઇને બોલ્યોઃ "મામાજી, આ બધી ગરબડ શી છે?"

થોડી વાર તો તે કશું બોલ્યા નહિ. પછી ગંભીર ભાવે બોલ્યાઃ "મને કાંઇક વિચિત્રતા જણાય છે."

"વિચિત્રતા કેમ? આપણા પહેલાં પેલી એક ટોળી ગઇ છે તે?"

"હા,"

"પણ એમાં વિચિત્ર શું? એમાં આશ્ચર્ય પામવા જેવું છે શું?"

મામાસાહેબ હવે કાંઇક ઉશ્કેરાઇ જઇ બોલ્યાઃ "આશ્ચર્ય જેવું નહિ? આ ભયંકર દેશમાં આજ સુધીમાં બ્રિટીશ લશ્કર અને સરકારી નોકરો સિવાય કોઇ પણ બીજું માણુસ આવ્યું નથી. આપણીજ મુસાફરી આ રસ્તે સૌથી પહેલી છે. છતાં આપણી સાથે સાથે જ –ને થોડી આગળ એક ટોળી આ જ રસ્તે નીકળી છે તે સાંભળ્યું, અને તેનો સરદાર વળી એક ચીનો! એ અચરજ જેવું નથી?"

હું કાંઇ બોલું તે પહેલાં જ મામાસાહેબ બોલ્યા: "મિચિનામાં જે બીના બની છે તે ના બની હોત, તો તો મને આ બાબત કશું ન લાગત."

"મિચિનામાં વળી શું બન્યું હતું? હું તો કશું જાણતો નથી!" મેં અચંબાથી પૂછ્યું.

"તને મેં હજી એ વાત કરી નથી. અને ખાસ કહેવા જેવું ય શું છે એમ માની એ વાત મેં લક્ષમાં લીધી ન હતી. પણ હવે સમજાય છે કે એ બીના કાઢી નાખવા જેવી નથી. મિચિનામાં આપણા નીકળતાં પહેલાં કેટલાક દિવસ અગાઉ એક અજાણ્યા ચીનાએ મને થોડા અદ્‌ભુત સવાલ પૂછ્યા હતા. એક દિવસ સવેં ઓફીસમાંથી કેટલાક નકશા લઇને હું બહાર નીકળતો હતો, એવામાં દરવાજા પાસે એક ચીનાએ ટોપી ઉતારી મને સલામ કરી. તેનો પહેરવેશ તદ્દન સાહેબશાઈ હતો. તેનું મોઢું ન જુએ તો કોઈ તેને ચીનો કહી શકે નહિ. એને કોઇ દહાડો જોયો હોય એમ પણ મને ન લાગ્યું. તેથી હું પણ માત્ર સલામ કરી ચાલવા માંડતો હતો. પણ એટલામાં તો તેણે મને મારૂં નામ દઇને બોલાવ્યો: 'મી. સરૈયા! આપની સાથે મારે કંઇક વાત કરવી છે. આપ ઘેર જાઓ છો. રજા હોય તો થોડે સુધી આપની સાથે આવું.'

મને ગમ્યું નહિ, તો પણ મેં તેને સંમતિ આપી. પણ એની વાત શરૂ થતાં જ હું તો અવાક્ બની ગયો.!

તેણે કહ્યું: 'મી. સરૈયા ! આપની મુસાફરી નિર્વિઘ્ન થાઓ એમ ઇચ્છું છું.'

"મિચિનાના કેટલાક સરકારી અમલદારોને જ માત્ર ગુપ્ત રીતે મેં આપણી મુસાફરીની વાત કરી હતી. તે સિવાય એ બાબત કોઇજ જાણતું નહતું. પણ આ ચીનાએ એ વાત જાણી કયાંથી, એ ન સમજાવાથી મેં એને સામો પ્રશ્ન કર્યો: 'હું કોઈ મુસાફરીએ જાઉં છું એ વાત તમને કોણે કહી ?'

એ ચીનાના મોઢા ઉપરથી ય તેના મનોભાવ જાણવાનો રસ્તો ન હતો. તો પણ મને લાગ્યું કે મારા સવાલથી તે કંઈક ચમકી ગયો. પછી જરા સ્વસ્થ થઇ, વાત ફેરવીને તે બોલ્યો: 'આપ શું એ વાત છૂપી રાખવા આતુર છો ?'

'ના એમ તો નથી. પણ એ વાત હજી સુધી બીજું કોઈ જ જાણતું નથી.'

'સારા સમાચાર સ્હેજમાં ફેલાઇ જાય. એમાં આપને ઉદાસ થવા જેવું છે શું ? આપ થોડુંજ કાંઈ એવું કામ કરો છો જે છૂપાવી રાખવું પડે ?'

"એના આ શબ્દોથી હું કાંઇક ભોંઠો પડી જઈ બોલ્યો: 'ના. ના. એવું તે શું ? એ તો મને સ્હેજ આશ્ચર્ય થયું હતું.'

"એમ કહેતાં તેને ખસતો કરવાનો હું યત્ન કરવા લાગ્યો. પણ એ તો જૂની માફક વળગ્યો રહી

મને અનેક સવાલ કરવા લાગ્યો. મારે ક્યાં, કઈ તરફ જવું છે. શા માટે હું એ જંતુની તપાસ કરી રહ્યો છું; મારે તો ખનીજ યા ખાણ સંબંધી જ તપાસ કરવાની હોય, જીવ જંતુ સારૂ શા માટે મગજમારી કરવી પડે, કેટલા માણસો મારી સાથે જવાના છે, વગેરે વગેરે પૂછવા લાગ્યો.

"એક સાધારણ ચીનાને મારી આ મુસાફરી બાબત શા માટે આટલી પડપૂછ કરવી પડે છે એ વિચાર મને તે વખત સ્હેજ આવ્યો ખરો, પણ મેં લક્ષમાં ન લીધો અને ખરેખરજ આપણી આ મુસાફરી છૂપી રાખવાનું પણ મને કાંઈ કારણ ન હતું. જેને જાણવું હોય તે ભલે જાણે!

"ઘર સુધી એ ચીનો મારી સાથે આવ્યો. પછી ચાલ્યો ગયો. અને હું પણ થોડી જ વારમાં એ વાત ભૂલી ગયો હતો. તે પછી તેને દીઠો જ નથી.

"પણ તે પછી વળી એક બીના બની. એ બીના સાથે એ ચીનાનો સંબંધ તે વખતે કલ્પેલો નહિ, પણ હવે મને કંઈક અનુમાન થાય છે. આપણા નીકળવાના બે દિવસ અગાઉ એક નનામો કાગળ મારા પર આવ્યો હતો. કાગળ ઇંગ્રેજીમાં ટાઈપ કરેલો હતો. કોઈનું નામ ન હતું, કશું સંબોધન ન હતું. માત્ર એક બાજુ પર ભૂરી શાહીથી એક ચિત્ર કાઢેલું હતું.

"એ ચિત્ર અસાધારણ હોવાનું હવે મને લાગે છે.

એક ચામાચેણુ ને તેનું મોઢું સ્ત્રીનું-એવું તે ચિત્ર હતું: એ કાગળમાં બીક બતાવીને મારી આ મુસાફરી બંધ રખાવવાનો યત્ન કર્યો હતો. તેમાં એમ પણ લખ્યું હતું કે મારે જો આ મુસાફરી કરવીજ હોય તો છેવટમાં છેવટ એક વરસ પણ થોભી ગયા પછીજ કરવી.

"ખરૂં કહેવામાં શી હરકત છે? એ કાગળને મેં મારા કોઈ મિત્રે મારી મશ્કરી કરી હશે એમ માની, ઉડાવીજ દીધો હતો. મારા એએક મિત્રો, મારી આ ઉમ્મરે આવા ભયભર્યા પ્રદેશની મુસાફરીથી વિરૂદ્ધ હતા. તેથી મેં ધાર્યું કે એમણેજ કદાચ આવો બનાવટી કાગળ લખ્યો હશે. સ્ત્રીના મોઢાવાળા ચામાચેણુનું ચિત્ર જોતાં મને બહુજ ગમ્મત પડી હતી." મામા અટકયા.

અત્યાર સુધી હું મૂગે મોઢે મામાસાહેબની વાત સાંભળ્યા કરતો હતો. એમની વાત પૂરી થઈ એટલે મેં પૂછ્યું: "પણ એ બધા ઉપરથી આપ શું અનુમાન કરો છો? આવો કાગળ લખવો, આવા પ્રશ્નો કરવા, એ બધાનો ઉદ્દેશ શો? કોણે એ બધું કર્યું હશે?"

"એ સમજાતું નથી એ જ નવાઈ છે ને! આપણે સરળ માણસ, જઇએ છીએ જીવજંતુની શોધમાં. ખરા વિજ્ઞાનશાસ્ત્રી વગર બીજા કોઇને આપણા તરફ નજર નાખવાનું ય કારણ નથી. આપણા વિરૂદ્ધ કાવતરૂં રચી

આપણા કામમાં હરકતો ઊભી કરવામાં સ્વાર્થ કોનો સરે એજ મને તો સમજાતું નથી. તે ઉપરાંત આપણે જે સમયે જે રસ્તે જઈએ છીએ, બરાબર તેજ વખતે તેજ રસ્તે એક ચીનાની ટોળી પણ જાય છે એ ઘણુંજ ભેદભર્યું લાગે છે!"

મામાસાહેબ આગળ કંઈક બોલવા જતા હતા પણ એમના મોઢામાનાં શબ્દો મોઢામાં જ રહી ગયા.

એક બીજા સાથે વાત કરવા ખાતર અમે ઘોડા બહુજ ધીમા ચલાવતા હતા. ગાઢ જંગલના સાંકડા રસ્તા ઉપર અમારા બીજા ઘોડાઓ અમારી નજર બહાર એકદમ ચાલ્યા ગયા તે તરફ અમારૂં લક્ષજ ન હતું. એકાએક સામે જંગલમાં વાઘની ગર્જના અને માણસોના ચિત્કાર સાંભળી અમે કંપી ઊઠયા.

આ સ્થળે જંગલ એટલું ગીચ હતું અને ઉપરના ભાગમાં પણ ઝાડનાં પાંદડાં અને ડાળીઓ એવી ગૂંચવાયલી હતી કે દિવસના ભાગમાં પણ બહુજ ઝાંખું જણાતું હતું. ઝાંખા અજવાળામાં એ સાંકડે રસ્તે અમારાથી બનતી ઉતાવળે ઘોડા દોડાવીને પણ ઘટનાસ્થળે પહોંચતાં અમને ઘણી વાર લાગી ગઈ. લીસિન અમારા પહેલાં જ ત્યાં પહોંચી ગયો હતો. બીજા ચીનાઓ પણ ચારે તરફ ઊભા હતા.

અમે ગયા એટલે એ બધા દૂર ખસી ગયા.

સાંકડા રસ્તાની કોર ઉપર એક જાળ પાસે કોઈનું અને લોહીમાં રગદોળાયલું અમારા એક ચીના નોકરનું શરીર પડયું હતું.

એના ચ્હેરા પર કાનથી નાક સુધી ઘા પડેલો હતો. તેમાંથી લોહી વહ્યેજ જતું હતું. તેના શરીરે પણ નાના મોટા ઘા પડેલા હતા. હજી તે મરી ગયો ન હતો. લી સિને એને જરા ઊંચો કરી તેના મોઢા ઉપર પાણી છાંટયો હતો. અમે તેની પાસે બેઠા કે તરત જાણે તે અમને કાંઈક કહેવા આતુર થયો હોય એમ જણાતું હતું. તેના હોઠ કંપી રહ્યા હતા. પણ તેની જીવનશકિત ખૂટી ગઇ હતી. અસ્પષ્ટ કાંઇક શબ્દ બોલતાં બોલતાંમાં તો તેનું શરીર છૂટી ગયું.

મામાસાહેબના સવાલના જવાબમાં લી સિને બધી બાબત જણાવી. એ પણ અમારી માફક વાઘની ગર્જના અને માણસોનો ચિત્કાર સાંભળી પાછો આવ્યો હતો. ત્યાં આવતાં જ તેણે આ બીના જોઈ હતી. આ જગ્યાએ રસ્તો બહુ સાંકડો હોવાથી ઘોડાવાળાઓ બધા છૂટા પડી ગયા હતા. મરનાર એકલો પડી ગયો હોય એમ જણાતું હતું. કારણ વાઘની ગર્જના અને માણસોનો ચિત્કાર સાંભળવા છતાં તેની આગળના કે પાછળના કોઈએ વાઘ જોયો ન હતો. આંખના પલકારામાં જ બધું બની ગયું હતું. જે પહેલાં આવ્યા તેમણે મરનારને ઘવાયલી હાલતમાં જ પડેલો જોયો હતો.

મામાસાહેબ લીસિનની વાત સાંભળતાં સાંભળતાં નીચેની તરફ કંઈક જોતા હતા. નીચેની નરમ જમીનમાં વાઘનાં પગલાં મેં પહેલેથી જ જોયાં હતાં. મેં કહ્યું: "એ મેં પહેલેથી જ જોયાં છે, વાઘનાં પગલાં ચોકખાં દેખાય છે."

મામાસાહેબ ગંભીર સ્વરે બોલ્યા: "ચોકખાં જ છે તો ?" ત્યારપછી એમણે જે કર્યું તે જોઈને અમે તો સ્તબ્ધ જ બની ગયા ! એકાએક નીચા નમી, ખીસામાંથી ફુટપટ્ટી કાઢી વાઘનાં બે પગલાં વચ્ચેનું અંતર માપવા લાગ્યા.

બે ત્રણ પગલાં વચ્ચેનું અંતર માપી જોઈ મામાસાહેબે ઊઠી લીસિનને પૂછયું: "બીજા બધા ઘોડા તો સલામત છે ને ?"

"ના." લીસિન બોલ્યો: "જે ઘોડાઓને આ હાંકી લાવતો હતો, તે બધા જંગલમાં નાસી ગયા છે. વાઘના ડરથી નાઠા હશે. તેમનો પત્તો જ નથી."

મામાસાહેબ જરા વારે બોલ્યા: "હું ય એમ જ ધારતો હતો. ખરે ! આપણે હવે વાર ન કરવી જોઈએ. આ મૃતદેહ ઊંચકી લઈ જલદી આ જંગલમાંથી બહાર નીકળી જવા તજવીજ કરો."

લીસિન તો જાણે આ સાંભળીને સ્તબ્ધ જ બની ગયો. જરા આનાકાની કરી તે બોલ્યો: "આ ગાઢા જંગલમાં નાસી ગયેલા ઘોડાઓ હજી બહુ દૂર નહિ

ગયા હોય. હમણાં તપાસ કરૂં તો મળી જશે. અને જો વાઘના પંજામાં સપડાઈ ગયા હશે તો છેવટ આપણો કીમતી સામાન જે તેમના પર લાદેલો હતો તે તો મળશે !"

શ્રી સિનની વાત મને રૂચી. પણ અજબ તો એ હતું કે મામાસાહેબનો મત ન બદલાયો. તેમણે તો કહ્યું: "ના, એવું નથી કરવું. તમે આગળ તો ચાલો."

હવે મારાથી બોલ્યા વિના ન રહેવાયું. મેં કહ્યું: "આ તે તમે શું કરો છો, મામાજી? જરાક તપાસ કરતાં જો સરસામાન મળી આવે તો તેમ કરવું ન જોઇએ? જંગલમાં વધારે દૂર તો હજી તે જઈજ નહિ શકયો હોય."

વિચિત્ર રીતે હસતાં મામાસાહેબ બોલ્યા: " કદાચ નહિ ગયો હોય, પણ સરસામાન મળવાની આશા તો મૂકી જ દેજો."

"કેમ?"

મામાસાહેબે ખીસામાંથી એક નોંધપોથી કાઢી મને બતાવતા બોલ્યા: "જે ચીનો મરી ગયો તેને કઈ કઇ ચીજો સોંપી હતી તે જુઓ,–સ્હર્વે (તપાસણી)ના ઉપયોગનાં મારાં જુદી જુદી જાતનાં હથિયારો. જંતુની શોધ કરવા નીકળવા છતાંય વખતે કામ લાગશે એમ માની મેં એ સાથે લીધા હતાં. એ હથિયારો પાછાં

મળવાનાં નથી.”

હવે હું જરા ખીજવાઇને બોલ્યો: “તમારા તુક્કા મને સમજાતા જ નથી, મામાજી!”

મામાસાહેબ પોતાના ઘોડા ઉપર સવાર થતાં બોલ્યા: “ચાલ, ચાલતાં ચાલતાં બધી વાત કહું છું. ઢીલ કરવાનો આ સમય નથી.”

ઘોડા પર બેસી થોડે દૂર ગયા પછી મામાસાહેબ બોલ્યા: “આપણી ટોળીમાં આ વાઘનો ઉપદ્રવ તને કંઇક અદ્‌ભુત, આશ્ચર્યજનક, નથી લાગતો?”

“કેમ?”

“એક વાર વાઘના ઉપદ્રવ સાથે ચોરાયો કંપાસ, અને બીજી વાર વાઘે આવી એવા માણસ પર હુમલો કર્યો જેને સોંપ્યાં હતાં મારાં કીમતી હથિયારો.”

હું વિચારમાં પડી જઈ બોલ્યો: “એનો અર્થ આપ શું કરો છો?”

“એનો થોડો ઘણો અર્થ તો જ્યાં વાઘનાં પગલાં પડયાં હતાં ત્યાં તેં જરા ધ્યાન આપ્યું હોત તો તું પોતે ય જાણી શકત. કશું ધ્યનામાં આવ્યું હતું?”

હું મુંઝાઇને બોલ્યો: “વાહ! વાઘનાં પગલાં તો મેં જ પહેલાં જોયાં હતાં.”

જાણે મને ધમકાવતા હોય તેમ મામાસાહેબ બોલ્યા: “કશું ય જોયું નહિ? જોયું હોત તો જાણી શકત કે એ વાઘનાં પગલાં નહોતાં—હોઇ શકે જ

નહિ ”

“વાઘનાં પગલાં નહોતાં ?” હું તો જાણે બાઘો જ બની ગયો.

“ના, વાઘનાં નહોતાં. વાઘ કંઈ હલકું જનાવર નથી. આવા મોટા વાઘના પંજા ! એનું વજન ઓછામાં ઓછું કેટલું થાય તે તું જાણે છે ? ઓછામાં ઓછું છ મણ. છ મણ વજનના વાઘનાં પગલાં કાદવમાં આનાથી બહુ જ ઊંડાં પડે. તે ઉપરાંત વાઘ કોઈ દિવસ બે પગે ચાલે ખરો ?”

હવે તો હું ખરેખર જ આભો બની ગયો. મેં પૂછ્યું: “બે પગે ચાલતો હતો એવી વાત વળી ક્યાંથી કાઢી ?”

“માપ લઈને. વાઘના જેવા ચોપગા જાનવરનાં આગલાં પાછલાં પગલાં વચ્ચેના અંતરમાં અને જે બે પગે ચાલે તેનાં પગલાંના અંતરમાં ફેર હોય છે.”

“ત્યારે શું...........”

મને બોલતો અટકાવી મામાસાહેબ ગંભીરભાવે બોલ્યા: “હા, આપણા તંબુમાં પેસી જેણે કંપાસ ચોર્યો છે અને આજે આપણા ચીનાને માર્યો છે, તે ગમે તેવું પ્રાણી હોય, પણ વાઘ તો નથી જ. તેને માત્ર બે જ પગ છે.”

મામાસાહેબને હું આગળ પૂછવા જતો હતો, એટલામાં પાછળ કોઈનાં ઉતાવળાં પગલાં સંભળાયાં.

પાછળ ફરીને જોયું તો લી સિન ઉતાવળો ઉતાવળો અમારા તરફ આવતો હતો. અમે અમારા ઘોડા રોકયા. લી સિન હાંફતો હાંફતો અમારી પાસે આવ્યો ન આવ્યો એટલામાં તો મામાસાહેબે ઉતાવળા થઇ તેને પૂછયું: "કેમ, શું છે, લી સિન ?"

લી સિને જમણો હાથ ઊંચો કર્યો. રમકડાના છરા જેવું એક હથિઆર તેના હાથમાં હતું, પણ તેનું તીક્ષ્ણ ફણું જામી ગયેલા લોહીથી હજીય લાલ હતું. એ છરો ઊંચો ધરી, ઉશ્કેરાયલા અવાજે લી સિન જે બોલી ગયો તેનો અર્થ એ હતો કે, ચીનાના શબને ઊચકતી વખતે તેની પીઠમાં એ હથિયાર હતું, તે જણાયું. જે માણસ વાઘને પંજે મર્યો હોય તેની પીઠમાં આ હથિયાર કયાંથી આવે? એ ન સમજાયાથી ભય પામીને લી સિને મામાસાહેબને તે બતાવવા આણ્યું હતું.

સાવચેતીથી લી સિનના હાથમાંથી એ નાનો છરો લેતાં મામાસાહેબ બોલ્યા: "ખેર! હવે પાકી સાબીતી મળી, જોયું ?"

પણ તે વખતે તે તરફ જોવાની મારામાં શકિત જ ન હતી. છરાવાળો હાથ લી સિને ઊંચો કરી તેની સાથેજ તેના પહેરણની બાંય ખસી ગઈ હતી. તેના તે ઉઘાડા હાથ તરફ જોતાં, હું જડ જેવો બની ગયો હતો. ત્યાંથી નજર ફેરવવાની મારામાં શકિત

ન રહી !

મારી નજર તેના હાથ ઉપર ઠરી રહી હતી, તે જોતાં લીસિને ચમકીને વહેલો વહેલો હાથ નીચો કરી દીધો. પરન્તુ તે દરમ્યાન તો જે જોવાનું હતું તે મેં જોઇ લીધું હતું. !

લીસિનના જમણા હાથ ઉપર ભૂરા રંગે એક છૂંદણું છૂંદેલું હતું. તે ચિત્ર 'સ્ત્રીમુખી ચામાચેણ'નું હતું !



# ત્રણ

લી સિન ઉતાવળ કરીને પાછો પોતાની ટોળીમાં જતો રહ્યો. શું કરવું તે ઘડી વાર તો મને સમજાયું નહિ. એટલામાં પેલો છરો તપાસીને મામાસાહેબ બોલ્યા : "આ છરો સામાન્ય બ્રહ્મદેશી છરો નથી. હાથા ઉપરનું આ કામ બ્રહ્મદેશમાં ક્યાંય થતું નથી, તે હું જાણું છું."

મામાસાહેબની વાત તરફ મારું ખાસ લક્ષ ન હતું. લી સિનના હાથ ઉપર જે જોયું હતું તેની વાત મામાસાહેબને કહેવી કે નહિ, તે જ મને સમજાતું ન હતું. છેવટે મને લાગ્યું કે હાલ તુરત એ વાત છુપી રાખવી જ સારી છે; કારણ લી સિનના ઉપર મામાસાહેબને ઘણોજ વિશ્વાસ હતો. જ્યાં સુધી તેના વિરુદ્ધ સચોટ પૂરાવો ના મળે ત્યાં સુધી મામાસાહેબને એ વાત ન કરવાનો નિશ્ચય કર્યો અને તે દરમ્યાન લી સિન ઉપર નજર રાખી તપાસ કરવાનો નિર્ણય કર્યો.

મારા હાથમાં છરો આપતાં મામાસાહેબ બોલ્યા : "આવી જણસ તેં ક્યાંય જોઇ છે?"

"ના. પણ આને જ છેલ્લી સાબીતી કેમ માની લો છો ?"

તે જરા હસ્યા અને મારા હાથમાંથી છરો પાછો લેતાં બોલ્યા: "એ વાતેય સમજાવવી પડશે ?...."

"મારી બુદ્ધિ આપના જેટલી સતેજ નથી." હું કંઇક અભિમાની સૂરે બોલ્યો.

મામાસાહેબ ક્ષણવાર મારા સામું જોઇ રહી બોલ્યા: "ના, હું એવું કહેતો નથી. પણ આ છરા ઉપરથી સ્પષ્ટ સમજી શકાય છે કે આપણા ઘોડાવાળાને વાઘે માર્યો નથી; પણ તે મરાયો છે છરા વડે, અને છરી કયું જનાવર ચલાવી શકે ?"

"મનમાં કશું લાવશો ના, પણ મારી બુદ્ધિ ઓછી હોવાથી જ મારા મનમાં અનેક તરંગો ઊઠે છે."

"શા તરંગો ઊઠે છે ?" મામાસાહેબ કંઇક ઉતાવળા થતા બોલ્યા.

"છરો માત્ર માણસ જ ચલાવી શકે છે, તે તો સમજી શકું છું, પણ ખરેખર જ જો છરો વપરાયો હોય તો કયારે અને કોને હાથે વપરાયો એનું કંઈ પ્રમાણ આના ઉપરથી મળી શકે છે ?"

"એટલે ?"

"એટલે એનો અર્થ સમજાવવો પડશે ?" એમ કહેતાં અમે બન્ને જણ હસી પડયાં.

"ત્યારે તું શું કહેવા માગે છે ?"

"બીજું કશું નહિ, પણ કદાચ પ્રથમ તેના ઉપર હુમલો કર્યા પછી પણ છરો વાપરી શકાય અથવા આપણને અવળે રસ્તે દોરવાની ખૂનીની આ એક ચાલબાજી પણ હોય."

ક્ષણ વાર મારા સામું ગંભીરભાવે તાકી રહી મામાસાહેબ બોલ્યા: "મને એમ લાગતું નથી."

પણ મારા મનમાં તો એમજ લાગતું હતું. હજીય મારા મનની શંકા મામાસાહેબ આગળ ખુલ્લી કરવાનો વખત આવ્યો ન હતો જાણી, હું ચૂપ રહ્યો.

તે દિવસ ખરેખરજ સંધ્યાકાળ પહેલાં અમે જંગલ વટાવી શક્યા નહિ. અંધકાર છવાઇ ગયો. ગાઢા જંગલમાં તંબુ ઠોકવા એ પણ મુશ્કેલ હતું. છતાં કોઇ પણ રીતે જેમ તેમ કરીને ડાળીડાંખળાં કાપી કરીને અમે તંબુ ઠોકવાની ગોઠવણ કરી અને બધાએ દેવતા સળગાવી આખી રાત બહાર ખુલ્લામાં ગાળવાનું નક્કી થયું.

લી સિન અને તેની ટોળી આજ અમારા તંબુની નજીકજ રહ્યાં હતાં. એમની સહનશીલતા અને ધીરજ જોઇ ખરેખરજ આશ્ચર્ય થતું.

પેલા ચીનાના મૃતદેહનો સંસ્કાર કરીને એ લોકો દેવતા બેવતા સળગાવ્યા વિના જ માત્ર કામળા ઓઢીને પડયા. જાણે જંગલનાં ફાડી ખાનારાં જનાવરોનો પણ તેમને કશો ડરજ ન હોય!

મુસાફરીમાં આટલા દિવસ કંઇ અગવડ ભોગવી ન હતી. તેમ દુઃખ યા અગવડથી ગભરાઇ જવાનો મારો સ્વભાવ ન હતો. છતાં આજે આ દુર્ભેદ્ય જંગલની અંદર અમારા તંબુમાં પણ જાણે મને અશાન્તિ જણાવા લાગી. આવા જંગલમાં રહેવાનો મને અનુભવ ન હતો.

બિછાનું કરવા જતાં શરૂઆતમાં જ બે મોટા કાળા વીંછી નીકળ્યા તે જોતાં જ મારૂં મન ઠેકાણે ન રહ્યું. દીવો બળતો રાખીને બેસીયે ન રહેવાયું. કારણ જંગલનાં હજારો જીવડાં દીવો જોઇને તંબુમાં ભરાઈ જવા લાગ્યાં. આવો દીવો તેમના બાપદાદાએ ય જોયો નહિ હોય. આથી તેમને માટે છેવટે દીવો બૂઝાવી દેવો પડયો.

દીવો બૂઝાવતાં જ હિંસક પશુની માફક ઘન અંધકાર અમારી ચારે તરફ વીંટળાઇ વળ્યો. એ અંધકારને અંધકાર કહેવા કરતાં કાળા પત્થરની દીવાલ કહેવી વધારે યોગ્ય છે. જાણે અમને કચરી, પીસી નાખવા જ આવી હોય ! એમ થાય કે જાણે હાથ લાંબો કરતાં જ એ અંધારી દીવાલને અડકી શકાશે. તે ઉપરાંત જંગલના વિચિત્ર અવાજોવાળી અજબ શાન્તતા !

કદાચ ગડબડાટ અને ઘોંઘાટની વચ્ચે રહી શકાય, પણ આતો હતી જંગલની પરિપૂર્ણ નિસ્તબ્ધતા; અને તેમાં વચ્ચે વચ્ચે કોઇ અજાણ્યા જનાવરની ભયંકર

ચીસ અથવા હિંસક પશુની દિલકંપાવનારી ગર્જના. જાણે કાચના મોટા મોટા આયના ઓચિંતા ઝનઝન શબ્દ કરીને ભાગી જતા હોય, તેમ અમારા શરીરના બધા તાર અને મન પણ ઝણઝણી ઊઠતા. આ જંગલ તે કંઇ કલ્પનાની વસ્તુ ન હતી. એ તો હતું માણસનો જીવતો શત્રુ! મોટાં મોટાં ઝાડ જાણે ગગન ગામી શરીરવાળા મોટા રાક્ષસોનું સૈન્ય હોય એમ લાગતાં હતાં. કાંટાનાં અસંખ્ય જૂથમાં જાણે માણસોને મારવા કેટલાંય છટકાં માંડેલાં અને જાણે અસંખ્ય તો તેનાં હથિયાર હતાં!

પણ મામાસાહેબની આ કશાય તરફ નજર ન હતી. મિચિનાના પોતાના ઘરમાં જ જાણે સૂતા હોય તેમ તે તો બિછાનામાં સૂતાં જ નાક બોલાવવા મંડયા. પણ મને તો જરાય ઊંઘ ન આવી. મને તો એમ થાય કે જાણે બિછાનામાં કેટલાય કાળા વીંછી ફર્યા કરે છે. અને બહાર જાણે કોઇ જનાવર છાનુંમાનું ધીમું ધીમું ફરે છે.

એકાએક મને લાગ્યું કે જાણે દૂર વેગળે કોઇ માણસ ચીસ પાડી ઊઠયું. દરવાજો આઘો કરી, મોંગ પો અને કાચીન નોકરો દેવતા સળગાવી જ્યાં સૂતા હતા તે તરફ નજર કરી. પણ કયાંય કશો ગડબડાટ સંભળાયો નહિ. ઘોંઘાટ તો ન હતો, પણ તેમની પાસે દેવતા હજી સળગતો હતો. તેઓ મઝાથી સૂતા હોય

એમ તો મને ન લાગ્યું. તેઓ ધ્રૂજતા કે હાલતા હોય તેમ દેવતાના પ્રકાશમાં તેમની હાલતી કામળીઓ જોઈ મને લાગ્યું.

એ અજવાળાથીએ કંઇ સ્વસ્થતા ના મળી. પાછા આવી અંધારામાં જ બિછાનું જરા ઝાપટી હું સૂતો. થોડીવાર પછી જરાક આંખ પણ મીંચાઇ. કેટલી વાર ઊંઘ્યો હોઈશ તે તો ન કહેવાય. પણ કોણ જાણે કુંઇ અવાજ થયો અને ઊંઘ ઊડી ગઇ. સ્વપ્ન જોતો હતો કે કેમ તે કહી શકતો નથી, પણ મને લાગ્યું કે જાણે કોઇ તંબુનો દરવાજો ખસેડી બહાર ગયું, અને મેં પણ જાણે એ દરવાજાનો અવાજ સાંભળ્યો.

ઉતાવળો ઉતાવળો દરવાજાના પડદા આગળ ગયો. હજી ય તે હાલતો હતો. પણ કદાચ હવાથી ય હાલતો હોય. કારણ બહાર ખૂબ જોરથી ઠંડો પવન વાતો હતો.

ત્યાં ઊભો ઊભો શું કરવું એનો વિચાર કરતો હતો. એટલામાં નજીકમાં જ કોઇનાં પગલાં સાંભળ્યાં. પડદા પાછળથી સહેજ મોઢું બહાર કાઢી, શ્વાસ રોકી જોઈ રહ્યો. મોંગ પોના આગળનો દેવતા લગભગ ઓલવાઇ જવા આવ્યો હતો અને એ લોકો નિરાંતે ઊંઘતા હતા. પણ એ ઓલવાતા દેવતાના પ્રકાશમાં ય મારૂં કામ થઇ ગયું. જેનાં પગલાં મેં સાંભળ્યાં હતાં તે વ્યક્તિ એ દેવતાની પાસે થઇનેજ ઉતાવળે ચાલી જતી દેખાઈ. અંધકાર હોવા છતાં દેવતાના અજવાળામાં તેના પગના

જોડા જોઇનેજ મેં તેને ઓળખ્યો. લીસિન વિના બીજા કોઇને ય અમારી ટોળીમાં એવા જોડા ન હતા. આટલી અંધારી રાત્રે એ કયાં જતો હશે ?

તંબુમાં અમે પહેરેલાં કપડાં સાથેજ સૂતા હતા. કમરપટામાં પિસ્તોલ પણ હતી. બિછાનામાંથી માત્ર પ્રકાશિકા (ટોર્ચ) ઉપાડી લઈ, જરાય અચકાયા વિના હું તેની પાછળ ચાલ્યો.

પણ તેનો પીછો પકડવો કંઈ સહેલો ન હતો. મૂળમાં તો ભયંકર અંધકાર અને તેમાં જંગલનો અજાણ્યો રસ્તો. પગલે પગલે વેલા અને ડાળાં પગમાં ભરાય. પગ તળેનાં સૂકાં પાંદડાં ખડખડ કરી ઊઠે, અને મનમાં થાય કે હમણાં બધું જણાઇ જશે. પણ એ ભય તો ઝાઝી વાર ન રહ્યો. કારણ જેનો પીછો પકડ્યો હતો, તેના પોતાના પગ તળે પણ એ જ પાંદડાં અને વેલા ખટખડાટ કરતાં હતાં એટલે એ અવાજમાં મારા પગે થતો અવાજ ઢંકાઈ જતો હતો. ભય એટલો જ હતો કે એની છેક નજીક જતું રહેવાય અથવા છેક પાછળ પડી જવાય. અંધારામાં એ છટકી જાય અને હું અવળે રસ્તે ચઢી જાઉં એમાં જરાય શંકા ન હતી.

આ રીતે પીછો પકડવામાં કેવું ભયંકર સાહસ મેં માથે ઊઠાવ્યું હતું તે મારાથી અજાણ્યું ન હતું. સાપ જેવાં ઝેરી અને વાઘ જેવાં હિંસક પ્રાણીઓનો ભય તો હતો જ; તે ઉપરાંત દુશ્મનના પંજામાં સપડાવાનો સંભવ

પણ કંઈ ઓછો ન હતો.

લી સિન કયાં અને શા હેતુથી જતો હતો તેની મને કશી જ ખબર નહોતી. ત્યાં જતાં નવું કશું ખોળી કાઢવાને બદલે કદાચ જાતે જ પકડાઈ જઇ આફતમાં ફસાઇ પડું તેમ હતું; છતાંય તેનો પીછો છોડી શકયો નહિ. મને એમ જ થયું કે ગમે તેટલી આફતમાં ફસાઉં, પણ જે જાળ અમારી ચારે બાજુ ફેલાયલી હતી તેને ભેદવાનો આવો અવસર ફરી મળે કે ન મળે!

કયાંથી કયી દિશામાં જતો હતો તે પણ ખબર ન હતી. જેનો પીછો પકડયો હતો તે જ માત્ર મારો ભોમીઓ થઇ શકે તેમ હતું. પાછો શી રીતે કયે રસ્તે આવીશ એનો પણ વિચાર ને વખત ન હતો. મારૂં ધ્યાન હતું માત્ર પીછો પકડવામાં.

પરંતુ તેમાંય વિઘ્ન નડયું. કેટલાક વખત સુધી જંગલના કાંટા અને હાલતાં પાંદડાં ઓળંગતો, ઉઝ-રડા ખાતો જતો હતો ત્યાં એકાએક એક જગ્યાએ એક મોટું પ્રાણી મારા અને પેલી આગલી વ્યકિતની વચ્ચે ભયંકર શબ્દ કરતું જંગલમાં નાઠું. હું ચમકીને ઊભો રહી ગયો. પછી આગળ જતાં મને જણાયું કે લી સિનનો પત્તો જ ન હતો. એટલામાં તે કઇ દિશા તરફ નાઠો તે સમજાયું જ નહિ. થોડી વાર ઊભા રહી, તેનાં પગલાંનો અવાજ સાંભળવા યત્ન કર્યો. મને

એમ લાગ્યું કે જાણે વેગળે કોઇનાં પગલાંથી દબાતાં પાંદડાંનો અવાજ થતો હતો. પરન્તુ તે અવાજને આધારે ત્યાં પહોંચવું મુશ્કેલ હતું. કારણ મારાં પગલાંના અવાજમાં તે શબ્દ ઢંકાઇ જતો હતો.

હવે મને ખરેખર જ બીક લાગી. પીછો પકડવાની વાત તો મારી ગઈ, પણ પાછા તંબુએ પહોંચવાનો મારો રસ્તો ય બંધ થઇ ગયો. સવાર સુધી કોઇ રીતે આ ગાઢ જંગલમાં હિંસક પ્રાણીઓથી બચી જીવતો રહું તો ય મને એ રસ્તો કંઇ જડવાનો હતો ? મામાસાહેબ એમના બધાય માણસો સાથે મને ખોળવા નીકળે તોય શું મને ખોળી શકવાના હતા ? મેં સાંભળ્યું હતું કે આ જંગલમાં આમ રસ્તો ભૂલવાથી કેટલાંય માણસો માર્યાં ગયાં હતાં. જંગલનું જાદુ જ એવું છે કે એકવાર રસ્તો ભૂલ્યા તો પછી ગમે ત્યાં આથડો, પણ પાછા તેને તે જ જગ્યાએ આવી પડવાના અને છેવટે જીવ ગુમાવવાના.

પણ એ બધા વિચાર કર્યે કશું વળે તેમ ન હતું. મારે કોઈ પણ રીતે જંગલની બહાર નીકળવું જ હતું. મેં ફરી એક વાર કાન માંડીને પગલાં સાંભળવાનો યત્ન કર્યો, અને સહજ આભાસ મળતાં, પકડાઈ જવા અથવા છતા થઇ જવાની બીક વીસરી જઇને થોડેક સુધી તો દોડી ગયો. ત્યાં જરા વાર ઊભો રહી, વળી પગલાંનો ભાસ થતાં પાછો તે તરફ દોડયો.

દોડતાં દોડતાં એક વાત સમજાઇ. હું ગમે તે દિશામાં જતો હોઇશ, પણ જંગલ કંઇક ઓછું ઓછું થતું હતું. કારણ હવે પગલે પગલે લતા, પાંદડાં, કાંટા વગેરે નડતાં ન હતાં. અને મોટાં મોટાં ઝાડ પણ ત્યાં ન હતાં.

મારે બહુ દૂર દોડવું ન પડયું. એકાએક આખા જંગલને ધ્રૂજાવી નાખનારી વાઘની ગર્જના સંભળાઇ, અને તેય ખૂબ નજીક!

હું મારી પ્રકાશિકાનો પ્રકાશ નાખવા જતો હતો, પણ એટલામાં બીજી તરફથી અંધકારને ચીરતો ચમકારો થયો. કોઇએ પ્રકાશિકા ખોલી. એ પ્રકાશમાં મને જણાયું કે એક ચીનો હાથમાં શિંગડા જેવું કાંઇક લઇને ઊભો હતો.!

પ્રકાશ પાડવા છતાંય તેણે તે શિંગડું મોઢે અડકાડી તેમાં ફૂંક મારી—અર્થાત્ વગાડયું—અને તેમાંથી વાઘની ભયંકર ગર્જનાનો અવાજ નીકળ્યો.

હવે પેલો પ્રકાશ ફેંકનાર નજીક આવ્યો. બન્ને જણના ઉપર મારી બત્તીનો પ્રકાશ પડતાં જ હું ચમકી ઊઠયો. એ આવનાર બીજું કોઇ ન હતું, પણ હતા મારા મામાસાહેબ, જાતે ને પોતે.



## ચાર

મારી બત્તીનો પ્રકાશ પડતાં જ મામાસાહેબ અને પેલો ચીનો બન્ને જણુ ચમકીને જોઈ રહ્યા. હું નજીક ગયો ત્યાં મામાસાહેબ વિસ્મિત થઈ, અસ્ફુટ સ્વરે બોલ્યા: "તું ?"

પછી જાણે મને સાવ ભૂલી ગયા હોય તેમ પેલા ચીના તરફ ફરી તેમણે અંગ્રેજીમાં પૂછ્યું: "તમે કોણ છો ?"

મામાસાહેબના એક હાથમાં બત્તી હતી, પણ બીજા હાથમાં જે વસ્તુ હતી તેની બીક ન હોય તો પણ તેનું સન્માન કર્યો વિના તો ચાલે તેમ ન હતું.

પરન્તુ એ રીવોલ્વરની જરા પણ બીક રાખ્યા વિના અત્યંત સહજ ભાવે એ કદાવર ચીનાએ શુદ્ધ અને સ્પષ્ટ અંગ્રેજીમાં જવાબ આપ્યો. "હું પણ આપને એ જ પ્રશ્ન કરવા જતો હતો !"

મામાસાહેબે કઠોર સ્વરે કહ્યું: "સીધો જવાબ આપ, અહીં તું શું કરે છે ?"

પેલાએ જરા હસીને કહ્યું: "સ્થળકાળનો વિચાર કરીને તમે વાત કરતા હો, એમ મને લાગતું નથી."

"નકામી વાતો વધારવાની મારી ઇચ્છા નથી." મામાસાહેબે વધુ કઠોરતાથી કહ્યું: "તું કોણ છે તથા અહીં શું કરે છે તે હું જાણવા માગું છું."

"તમને એકલાને જ કુતૂહલથી જાણવાનું મન હશે એમ શા માટે ધારી લો છો? વળી એક રીતે જોતાં, મારા જ ઘરમાં આવીને ડોળા કાઢવા નીકળ્યા છો તે શું સારૂં છે?"

"તારા ઘરમાં આવીને? એટલે?"

હવે ચીનાએ મોઢેથી કશો જવાબ ન આપતાં એકાએક મારો બત્તીવાળો હાથ બીજી દિશામાં ફેરવી દીધો. બીજી દિશામાં પ્રકાશ પડતાં જ અમે ચમકી ઊઠયા. અત્યાર સુધી અંધકારને લઈને એ બાજુ શું છે તે અમે કશું જ જાણી શકયા ન હતા.

મજીકમાં જ એક મોટો તંબુ પડેલો હતો.

અમારૂં આશ્ચર્ય દૂર થતાં પહેલાંજ તે કદાવર ચીનો બોલી ઉઠયો: "જંગલ જેવું સ્થળ અને રાતનો વખત કદાચ અનુકૂળ નહિ લાગે, છતાંય આ ગરીબના તંબુમાં આપનાં મુબારક પગલાં કરશો તો હું કાંઈક અથિતિ સત્કાર કરી શકીશ."

આ સાંભળીને હું જ નહિ, પણ મને લાગે છે કે મામાસાહેબ પણ કંઈક ચમકી ઊઠયા હતા. બધી ઘટ-

નાજ અજબ લાગી. અને તેમાં પણ આવો મોટો તંબુ નજીકમાં જ હશે તેનો તો ખ્યાલ કયાંથી આવે? મામાસાહેબ જાણે કાંઇક છોભીલા પડયા હોય તેમ ચૂપ રહ્યા.

ચીનાએ વળી કહ્યું: "અંદર જઇને પરસ્પર વાતચીત સારી રીતે કરી શકીશું. તમે ઘણા સવાલ કર્યા છે, મારે પણ કંઈક જાણવું છે."

મામાસાહેબ એટલામાં સ્વસ્થ થઇ બોલ્યા: "પરન્તુ આટલી રાત્રે આ વખતે તમારે તંબુની બહાર આવવાનું કારણ શું? આ અદ્ભુત શિંગડું વગાડવાનો અર્થ શો?"

ચીનો હસ્યો અને બોલ્યો: "પ્રથમ એ જાણ્યા સિવાય અજાણ્યા તંબુમાં પ્રવેશ કરવાની તમારામાં હિંમત નથી, એમજને!"

"જંગલમાં આવી રાત્રે જેઓ આટલે દૂર આવી શકયા છે, તેમનામાં હિંમત નથી, એમ તો કહેવાય જ નહિ." મેં કહ્યું.

ચીનો બોલ્યો: "હા, હોઇ શકે. ત્યારે પહેલાં હું જ જવાબ આપું છું. સાંભળો; પણ આ શિંગડું હમણાં જ મને અહીંથી જડયું, એ વાત ઉપર વિશ્વાસ રાખી શકશો?"

"જડયું?"

"હા, જડયું. તમને થશે કે આવા અંધકારમાં રાતની વખતે તંબુ છોડી શિંગડું ખોળવા આવવું એ

વિચિત્ર જ ! પણ હું કંઈ આ શિંગડા માટે તંબુની બહાર આવ્યો ન હતો. બહાર આવ્યો હતો એક ચોરને નસાડવા."

અમારા આશ્ચર્યનો જાણે આનંદથી ઉપભોગ કરતો હોય તેમ જરા વાર થોભી પાછો તે બોલ્યો: "તમે સાંભળીને આશ્ચર્ય પામશો કે આ તંબુમાં પણ થોડી જ વાર પહેલાં એક ચોર પેઠો હતો. હું જાગતો હતો તેથી તેનું કશું ચાલ્યું નહિ. તેની પાછળ અહીં આવતાં જ આ શિંગડું મને જડયું. કદાચ એની પાસે કાંઇ હથિયાર નહિ હોય તેથી આ મારા તરફ ફેંકી મને મારવા અથવા જખમી કરવાનો તેણે વિચાર કર્યો હશે. ચોર તો નાસી ગયો. પણ એની આ વસ્તુની પરીક્ષા કરતો હતો, એટલામાં તો આશ્ચર્યભરી રીતે તમારાં દર્શન થયાં."

મામાસાહેબ ગંભીર થઇને બોલ્યા: "તમે પહેલાં કદી રણશિંગડાનો આવો અવાજ સાંભળ્યો છે ?"

ચીનો જરાક આશ્ચર્યભરી રીતે બોલ્યો: "ખરેખર ! તમે પૂછો છો ત્યારે મને યાદ આવે છે કે માત્ર સાંભળ્યો જ નથી, પણ આજ કેટલાક દિવસથી એ અવાજથી બહુ જ બેચેન થઇ પડયો છું. પણ એક સાધારણ શિંગડાનો આવો અવાજ નીકળી શકે એવો વિચાર તો કદી પણ આવ્યો ન હતો. ખેર ! મને લાગે છે કે આવા કેટલાય ભેદની ચર્ચા આપણે કરવાની છે. કૃપા

કરીને મારા તંબુમાં પધારો તો આપણે વાતચીત કરી શકીએ."

"ચાલો." મામાસાહેબ કંઈક વિચાર કરી બોલ્યા.

તંબુમાં જઈ એક બીજાનો પરિચય જાણ્યા પછી નવું કાંઇ જણાય, એમ વાતચીત કરતાં છતાં કશો ભેદ મળ્યો નહિ. આ ચીના માટે અમે પહેલાં જે કાંઇ અનુમાન કર્યું હતું, તેમાંની ઘણી બાબત તેની વાતચીત ઉપરથી ખરી ઠરી. થોડા દહાડા પહેલાં એક મોટી ટોળી લઇને એ જ મિચિનાથી નીકળ્યો હતો, એ વાત તેણે પોતે જ કહી. અને આ મુસાફરીનું તેનું કારણ પણ જણાયું. ચીનના ઇશાન ખૂણામાં આવેલા યુનાન પરગણાનો એ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હતો. તેનું નામ હતું લાઉ–ચેન. ત્યાં તે ઘણો જાણીતો હતો. એકાદ વરસ પહેલાં ત્યાંના રાજ્યકર્તા સાથે ઊંચો જીવ થતાં તેને ત્યાંથી નાસી છૂટવું પડ્યું હતું. હાલ તે આ રસ્તે છાનોમાનો એ દેશમાં પાછો જવા યત્ન કરતો હતો.

અફસોસ તો એ હતો કે જે વિષયની અમે તપાસ કરવા ઇચ્છતા હતા તેની સાથે આ બધી વાતો-ને કશો ય સંબંધ ન હતો. વળી આ ચીનાની ટોળી સાથે છેલ્લા કેટલાક દિવસના બનાવને સંબંધ હોવાનું અમે જે કલ્પી લીધું હતું, તે સંદેહ પણ પાયા વગ-રનો હોય એમ અમને લાગવા મંડ્યું. તેની વાતમાંથી જાણ્યું કે જંગલને રસ્તે તેની ટોળીને પણ વાઘે ઘણો

ઉપદ્રવ કર્યો હતો.

લાઉ-ચેન પાસેથી સૌથી વધુ આશ્ચર્યકારક ખબર તો છેવટે મળી. તેના ઉપર જે અવિશ્વાસ હતો તે દૂર થતાં તેને માટે અમને હૃદયમાં દુઃખ જ થયું. તેના તંબુમાં જ્યારે પેઠા ત્યારે અંધકારમાં બહારનું કશું દેખાતું ન હતું. તેની પાસેથી નીકળ્યા ત્યારે અજવાળું થઇ ગયું હતું.

લાઉ-ચેન અમને વળાવવા બહાર આવ્યો હતો. અમે માત્ર જંતુની શોધમાં આવ્યા હતા એ વાત ભારપૂર્વક કહેવા છતાંય તેને તે બાબત પર જરાય વિશ્વાસ આવ્યો ન હતો. તે તો વિસ્મિતભાવે હજી એ સંબંધી જુદા જુદા સવાલો કર્યા કરતો હતો.

એકાએક મામાસાહેબે પૂછ્યું: "હા, પણ તમારાં બીજાં બધાં માણસો ક્યાં છે? તમારી ટોળી તો મોટી છે! એમાંનું કોઇ જણાતું તો નથી!"

લાઉ-ચેન જરા વાર મૂગો રહી પછી દયામણે સ્વરે બોલ્યો: "આપને એ વાત કહેવાની મારી ઇચ્છા ન હતી. આ વખતે હવે મારાથી દેશમાં નહિ જવાય."

"કેમ?"

"મારાં ઘણાં માણસો ગઈ કાલે જ મને છોડીને નાસી ગયાં છે. કેટલાક વિશ્વાસુ નોકરો સિવાય બીજું કોઇ મારી સાથે નથી. અને મને લાગે છે કે તેથીજ ગઇ રાત્રે મારા તંબુમાં આવવાનું સાહસ ચોરે

કર્યું હશે.”

આશ્ચર્યથી મેં પૂછયું: “એકાએક એમ નાસી જવાનું કારણ શું?”

“શું કારણ હશે તે તો હું ય સમજી શકતો નથી પણ એ લોકો કશાકની બીકથી નાસી ગયા છે એ તો ખરું જ. યુનાન સુધી આવવાની બોલી હતી. પણ અહીંથી આગળ આવવા તે કબૂલ જ ન થયા. પગાર ઈનામ વગેરેની લાલચ આપી પણ માન્યું જ નહિ. તમે પણ સાવચેત રહેજો. તમારી ટોળીમાં પણ કંઈક એવું ન થાય.”

“હજી સુધી તો થયું નથી. પણ શાનો ભય લાગ્યો હોય એમ ધારો છો?”

લાઉ-ચેને કહ્યું: “માત્ર વાઘનો ડર તો નહિ, પણ ઉત્તરના જંગલમાં ડાકુ લોકો ગુસ્સે થઈ ઝેરી તીર ફેંકીને બધાને મારી નાખે છે, એવી બૂમ ઉડી હતી.”

પણ તેની બોલવાની રીત ઉપરથી અમને લાગ્યું કે એ બૂમ જ કાંઈ ખાસ કારણ ન હશે. બીજું કોઇ કારણ હશે જે તેણે છૂપાવી રાખ્યું હતું.



# પાંચ

લાઉ-ચેનની પાસેથી વિદાય લઇ જંગલને રસ્તે અમારા તંબૂ તરફ જતાં જતાં મામાસાહેબ સાથે સારી સાતે વાતચીત કરવાનો વખત મળ્યો. પ્રથમ મામાસાહેબના સવાલ જવાબમાં હું શા માટે અંધારી રાત્રિએ તંબૂ છોડી નીકળ્યો અને કેવી રીતે ત્યાં આવી પહોંચ્યો એ બધી વાત કર્યા પછી મેં પૂછ્યું: " પણ તમે ત્યાંથી શી રીતે આવી પહોંચ્યા ? "

" આપણા તંબૂમાંથી જે માણસના જવાથી તારી ઊંઘ ઉડી ગઈ હતી તે કોણ હશે, કહે, જોઉં ? "

" તે જ સમજી શકતો નથી."

" એ હું જ હતો."

" તમે ? શા માટે એટલી રાત્રે નીકળ્યા: હતા ? ત્યારે તો કહોને કે લી.સિનની ઉપર તમારી પણ નજર હતી ? "

" ના. લી સિનને તો મેં જોયો જ નથી. હવે તારી વાત ઉપરથી સમજાય છે કે જેની પાછળ હું

પડયો હતો, તેની પાછળ લી સિન પણ પડયો હશે."

"એ વળી કોણ? મેં તો કોઇને જોયો જ નહિ."

"તું શી રીતે જુએ? તું લી સિનની જ પાછળ પડયો હતો. એણે જેનો પીછો લીધો હતો, તેને કયાંથી દેખે?"

હું વિસ્મય પામી ઘડી વાર ચૂપ રહ્યો. મામાસાહેબ વળી બોલ્યાઃ "બાબત ઘણી ગૂંચવાડાભરી બની ગઇ છે. લી સિન અને મેં બન્નેએ એક જ જણનો પીછો પકડયો હતો. પણ એક બીજાને જોઇ શકયા નહિ. અને તેં વળી લી સિનનો પીછો પકડયો હતો."

"પણ તમે જેનો પીછો પકડયો હતો તે શું આપણી ટોળીમાંનો જ કોઇ હતો?"

"હા, એમ ધારૂં છું."

"એ કોણ હશે?"

મામાસાહેબ બોલ્યાઃ "તે હાલ કહી શકાય નહિ. પરંતુ આ કેટલાક દિવસની ગરબડના બધા ભેદનું મૂળ કેટલેક અંશે તે જ છે એમાં શંકા નથી. જે શિંગડામાંથી વાઘની ગર્જના નીકળે છે તે શિંગડુ તેની જ પાસે હતું."

"એનો અર્થ તો એવો કે તે અહીંથી નીકળી લાઉ-ચેનના તંબુમાં ચોરી કરવા ઘુસ્યો હતો!"

"એવું જ તો દેખાય છે."

આ બધી બીના બરાબર સમજવા યત્ન કરી મેં

મામાસાહેબ્યું પૂછયું: "પણ આટલી રાત્રે ઊંઘતાં ઊંઘતાં તમને તેનો ભણકારો થયો શી રીતે ?"

મને એકદમ આશ્ચર્યમાં નાખી દેતા મામાસાહેબ બોલ્યા: "હું ઊંઘ્યો જ નહોતો. સૂતો સૂતો એનીજ રાહ જોતો હતો."

"એટલે તમે પહેલેથી જ જાણતા હતા કે તે જવાનો છે! તો પછી તેને પકડવાની તજવીજ કેમ ન કરી ?"

"એમ કરૂં તો તે કયાં જવાનો છે તે ખબર ન પડે."

"પણ તે તો હજીય આપણે જાણી ન શકયા એ તો લાઉ-ચેનના તંબૂમાંથી ય નાસી ગયો !"

મામાસાહેબ આ વખત ગંભીર થઇ બોલ્યા: "હાસ્તો." પછી થોડી વાર ચુપ રહી આગળ બોલ્યા: "જોઇએ છીએ કે લી સિન શી ખબર લાવે છે!"

પણ મને તો લી સિન પાસેથી કશીય ખબર મળવાની આશા ન હતી. મામાસાહેબ ગમે તેમ માનતા હોય, પણ મને તો તેની હીલચાલમાં કાંઈક જુદું જ દેખાતું હતું, અને મારી ધારણા આજના બનાવથી કંઈક ખરી પણ જણાઈ હતી.

તંબૂમાં પહોંચતાં શું નજરે પડશે એ બાબત મને તો બીક જ હતી કે લાઉ-ચેનની ટોળીની માફક અમારા માણસો પણ અમને પડતા મૂકી ચાલ્યા ગયા ય હોય !

પરન્તુ તંબૂએ પહોંચતાંજ જણાયું કે એવું કશું બન્યું ન હતું.

તપાસ કરતાં માલુમ પડ્યું કે અમારા બધા ય નોકરો હાજર હતા. માત્ર એકલો લી સિન જ નહોતો.

લી સિન ઉપરના મામાસાહેબના અંધવિશ્વાસ માટે જરા ટકોર કર્યા વિના મારાથી ન રહેવાયું. મેં કહ્યું: "તમારા લી સિનનો તો પત્તો જ નથી. મામાસાહેબ! મને લાગે છે કે એ તો ચોરને પકડ્યા વિના પાછો જ નહિ આવવાનો હોય!"

મારા તરફ વિચિત્ર રીતે જોતાં તે બોલ્યા: "હજી ય લી સિન ઉપરથી તારો વહેમ ટળ્યો નથી?"

જરા નાખુશ થતો હું બોલ્યો: "શી રીતે ટળે એ જ સમજાતું નથી! બધા ય માણસો હાજર છે. માત્ર એ જ ગેરહાજર છે એનો અર્થ શો? આપણામાંના જે ભયંકર માણસનો પીછો તમે કાલે પકડ્યો હતો કહો છો તો તે પણ પાછો આવી હાજર થઇ ગયો છે."

મામાસાહેબના મનમાં આ વાત હતી કે નહિ તો કહી શકાય નહિ, પણ મને કશો જવાબ ન દેતાં, તે ગંભીર બની મૂગા જ રહ્યા.

મેં અધીરા બની કહ્યું: "આપણી ટોળીમાં એવો ભયંકર બદમાસ કોણ છે તે ખોળી કાઢવું જોઇએ. ઘરમાં ઝેરીલા સાપને રાખી નિરાંતે તો ન જ સૂવાય!"

મામાસાહેબે જે જવાબ આપ્યો તેનું ધડ કે માથું કશું ય સમજાયું નહિ. મને તો લાગ્યું કે આ કેટલાક દિવસની ગરબડથી તેમનું મગજ જ ખસી ગયું હશે. તે બોલ્યા: " ચિંતા નહિ. સાપ ક્યાં ભરાયો છે તે જાણ્યું એટલે વખત આવ્યે પૂરો કરીશું. તે ઉપરાંત હાલ હવે કેટલાક દિવસ આપણને કશો ડર નથી."

"શા ઉપરથી કહો છો ?"

"મને એમ જ લાગે છે."

મામાસાહેબના આ જવાબથી હું જરા ચીઢાઇને મૂગો જ રહ્યો.



પરન્તુ મામાસાહેબની વાત અજબ રીતે ખરી પડી. આટલા દિવસ જે ઉપાધિ અને ઉપદ્રવ ચાલ્યાં આવતાં હતાં, તે જાદુની માફક અદૃશ્ય થઇ ગયાં. હાર્ટેજના કિલ્લા સુધી ડુંગરને રસ્તે જંગલની જે કાંઇ અગવડ અમને નડી તે સિવાય બીજો કોઈ ઉપદ્રવ અમને નડયો નહિ. આશ્ચર્યનો વિષય તો એ હતો કે તે રાત પછી લી સિનનો હજી પત્તો જ નહોતો !

એનો પત્તો ન લાગ્યો તેથી મને જરાય દુઃખ ન થયું. મને તો એમ જ થયું કે વખત જોઇને એ સટકી ગયો હશે. એમ પણ થતું હતું કે એના જવાથી મામાસાહેબ બહુ જ ઊંચા થઈ જશે, પણ એમને ચિંતાતુર થતા જોયા નહિ. મને લાગે છે કે કદાચ મારી વાતથી લી સિન ઉપરનો વિશ્વાસ કંઇક અંશે ડગ્યો હોય.

લાઉ-ચેનનો સંગાથ મળતાં હવે દિવસો એકંદરે ઠીક જતા હતા. લાઉ-ચેન અમારી ભેગો અમારી સાથે

આવી મળ્યો એ ઘટના ખાસ ધ્યાન ખેંચે એવી હતી.

તેની સાથે ઓળખાણ થઇ તેજ દિવસે તે અમને મળવા આવ્યો. અને વાત વાતમાં તેણે કહ્યું કે અમે તેને સહેજ મદદ કરીએ તો તે હજીય પોતાને દેશ પહોંચી શકે. એનાં કોઇ માણસ ન હતાં. તેથી થોડાક નોકરો સાથે આ ભયંકર રસ્તે આગળ જવાની તેની હિમ્મત પહોંચતી ન હતી. અમે તેને અમારી સાથે આવવાની રજા આપીએ તો તેને ઘણી અનુકૂળતા થઇ જાય.

મામાસાહેબે તો જરાય અચકાયા વગર તેને અમારી સાથે સાથે આવવાને આમંત્રણ કર્યું અને બોલ્યાઃ "તમે આવશો એ હું અગાઉથી જ જાણી ગયો હતો."

લાઉ–ચેન કંઇક આશ્ચર્ય પામ્યો છતાં હસીને બોલ્યો: "તમારા અતિથિસત્કાર માટે તમને ધન્યવાદ ઘટે છે."

તે વખતથી લાઉ–ચેન અમારી સાથે જ રહ્યો. અને એ સાથે હોવાથી મુસાફરી પણ કંઇક અંશે સરળ બની. કારણ કે એ તરફનો રસ્તો એ બરાબર જાણતો હતો. તેની જ સલાહ મુજબ જંગલનો રસ્તો કાપવાથી અમને ઘણી સુગમતા થઇ. લાઉ–ચેનના માણસો અમથા અમથા જ બીને નાસી ગયા હતા એ વાત ઉપર અમને ધીમે ધીમે વિશ્વાસ આવતો ગયો. રસ્તામાં કશી જ ગડબડ

થઈ ન હતી. હાર્ટેંજ કિલ્લાની લગભગ નજીક આવ્યા ત્યાં સુધીના દિવસો તદ્દન નચિંતાઈથી ગયા હતા અને શરૂઆતની ભયંકર ઘટનાઓ પણ અમને તો જાણે સ્વપ્નવત્ થઇ પડી હતી.

કોને ખબર હતી કે આટલા દિવસ પછી પાછી એ શરૂ થવાની હતી ! કાચીનના પહાડોના ઊંચાં નીચાં જંગલોના વાંકાચુંકા રસ્તામાં રખડયા પછી જ્યારે હાર્ટેંજના કિલ્લાનાં અમને પ્રથમ દર્શન થયાં ત્યારે જાણે અમારા મનમાં શાન્તિ થઇ. ચારે તરફના ઊંચા પહાડોનાં શિખરો વચ્ચે સપાટ ભૂમિ ઉપર એ કિલ્લો હતો. ત્યાં લીલાંછમ ખેતરોમાં ખેડૂતોનાં થોડાં થોડાં ઝૂંપડાંવાળાં ગામ જણાતાં હતાં. જ્યાં નજર કરો ત્યાં બૌદ્ધ પેગોડાનાં શિખરો નજરે પડતાં હતાં. અહીંના રહેવાસીઓ 'શાન' જાતના હતા. તેઓએ લઢીને આ દેશ જીતેલો હોવા છતાં હાલ તેઓ પ્રમાદી અને આળસુ થઇ પડયા હતા. હાલ કાચીન લોકો તેમને વારંવાર સતાવતા હતા.

આ હાર્ટેંજ કિલ્લાની પેલી મેર "ડારૂ" લોકોના અજાણ્યા દેશમાં પ્રવેશ કરવાનો હતો. ત્યાં પહાડ અને જંગલમાં થઇને ઘોડા જાય એવો રસ્તો ય ન હતો. મજૂરને માથે સામાન ચઢાવી, પગે ચાલીને ગયા વિના બીજો માર્ગ જ ન હતો. પહાડ ઉપરથી હાર્ટેંજ કિલ્લાની સમાન ભૂમિ પર ઉતરવાને આગલે દિવસે સાંજના જ

આ સંબંધી અમારા તંબુમાં ચર્ચા થતી હતી.

લાઉ–ચેનના તંબુમાં જ અમે બધા બેઠા હતા. આજ કેટલાક દિવસથી અમારા બન્નેના તંબુઓ નજીક નજીક પડતા હતા. મજૂર મેળવવા અને રસ્તા–ઘાટ સંબંધીની એકની એક વાતોની ચર્ચા તે ક્યાં સુધી સારી લાગે? થોડી વાર પછી હું તો ત્યાંથી ઊઠી ગયો. પહાડ ઉપરથી નીચેની સપાટ ભૂમિ ઉપરનું દૃશ્ય જોવાની મને ઇચ્છા હતી. તંબુમાંથી નીકળી પહાડની ધાર તરફ જવાની તૈયારી કરું છું એટલામાં અમારા તંબુ તરફ નજર પડતાં જ હું ચમકી ઊઠ્યો. કોઈ એક જણ ખૂબ સાવચેતીથી અમારા તંબુમાં પેસતો હતો. તેની મારા તરફ પીઠ હોવા છતાં તે મોંગ પો કે બીજો નોકર ન હતો એ સમજવામાં મને મુશ્કેલી પડી નહિ. અમારા ઘોડાવાળામાંનો પણ તે ન હતો. તેનો પહેરવેશ સુદ્ધાં જુદો પડતો હતો.

પ્રથમ તો મને મામાસાહેબ તથા લાઉ–ચેનને બૂમ પાડવાની ઇચ્છા થઇ. પણ પછી એમ થયું કે એનો હેતુ એક વાર છૂપી રીતે જાણી લેવો જરૂરનો છે. હું દબાતે પગલે અમારા તંબુ પાસે જઇને ઊભો. તે માણસ તે વખત અંદર પેઠો હતો. જરાક રાહ જોઇને હું તંબુનો પડદો આઘો કરી અંદર દાખલ થઇ બોલ્યો: "કોણ છે તું?"

પણ હું આગળ વધી શક્યો નહિ. તે વખતે

તંબુમાં દીવો કર્યો ન હતો. બહારની સાથે સરખાવતાં અંદર ઘણો અંધકાર હતો. હું બરાબર જોઇ શકું તે પહેલાં તો એક જબરદસ્ત ધક્કો ખાઈ હું જમીન પર પડયો. મામાસાહેબના ઘડીદાર ખાટના ખૂણા સાથે માથું અફળાયું. પેલો માણસ તે વખતે તંબુની બહાર નાસી ગયો.

જમીન પરથી ઊઠી મેં તેનો પીછો પકડવાનો યત્ન કર્યો. પરન્તુ માથામાં સજ્જડ વાગ્યું હતું. તંબુ-માંથી બહાર નીકળતાં જ મારા પગ જમીન પર ટકયા જ નહિ. માથું પણ ધમધમી રહ્યું હતું. પેલો માણસ મારી નજર આગળ તે વખતે અત્યંત ઉતાવળે પહાડની તળેટી આગળ જ્યાં રસ્તો નીચો ઉતરતો હતો તે તરફ દોડી જતો હતો. મેં એ સ્થિતિમાં એને પકડવો અસંભવ જાણી બૂમ પાડીને મામાસાહેબને બોલાવ્યા.

લાઉ-ચેન અને મામાસાહેબ બન્ને જણ એક સાથે ઉતાવળા ઉતાવળા તંબુમાંથી બહાર આવ્યા. પણ તે વખતે પેલો માણસ પકડાય એવી કશી ય આશા ન હતી. જોતજોતાંમાં તો તે પહાડની કિનારથી નીચે ઊતરી પડયો. સંધ્યાકાળ હોવાથી અંધકાર એવો વધતો જતો હતો કે તેની પાછળ માણસો દોડાવતાં ય તેને પકડવો એ અશક્ય હતું.

મામાસાહેબ નજીક આવતાં જ આશ્ચર્ય પામી બોલી ઊઠયા: “ અરે! આ શું ? તારા માથામાં લોહી

ક્યાંથી ?"

માથામાંથી લોહી નીકળતું હતું તેનું મને હજી સુધી ભાન ન હતું. મેં જોયું તો મારૂં પહેરણ પણ લાલ થઇ ગયું હતું. પરંતુ તે તરફ નજર કરવાનો વખત ન હતો. મેં ટૂંકમાં બધી હકીકત તેમને કહી.

લાઉ–ચેન તો ઉશ્કેરાઇ ગયો. મામાસાહેબ શાન્ત સહજભાવે બોલ્યા: "ઊભો રહે, પ્રથમ તારા માથામાં કેટલો ઘા પડયો છે તે જોવા દે."

હું અકળાઇને બોલ્યો: "એ પછી જોશો તો ય ચાલશે. પેલો પણે નાસી જાય છે તે જ જુઓને!"

"તેને આપણે શું કરી શકીશું? હવે તો કશો ઉપાય છે નહિ." એમ કહી મામાસાહેબ તંબુમાં દીવો કરવા ગયા.

વિસ્મિત કંઠે લાઉ–ચેને પૂછયું: "એનો કંઇ હેતુ તમને જણાયો ?"

મામાસાહેબ દીવો સળગાવતા સળગાવતા બોલ્યા: "ઉદ્દેશ તે બીજો શો હોય? હશે ચોરીબોરી કરવાનો. અંહીંના કાચીનો એ કામમાં તો એક્કા છે."

હું ઉશ્કેરાઇ જઇ બોલવા જતો હતો કે તે કાચીન ન હતો. કાચીનનો ચ્હેરો અને પહેરવેશ એવો નથી હોતો. પણ એ વાત કહેવાની જરૂર જ ન રહી. દીવો સળગતાં જ જમીન પર એક વસ્તુ એકી સાથે અમારી ત્રણે જણની નજરે પડી.

ગડી વાળેલો એક કાગળ જમીન પર પડયો હતો. એ કાગળ ઉપર સ્ત્રીમુખી ચામાચેણનું ચિત્ર દોરેલું હતું !

લાઉ-ચેન નીચો પડી તે લેવા જતો હતો પણ એટલામાં તો મામાસાહેબે એક રીતે તે ઝડપી લીધો કહીએ તોય ચાલે.

એમણે તરત જ તેની ગડી ખોલી વાંચવો શરૂ કરી દીધો.

મામાસાહેબ જેટલી ઢીલ કરતા હતા તેટલા જ હું તથા લાઉ-ચેન અધીરા બની રહ્યા હતા. લાઉ-ચેનની અધીરાઇ અમારા કરતાં ય વધારે જણાતી હતી.

મને લાગ્યું કે મામાસાહેબ અમથા જ મહેનત કરતા હતા. થોડીક વાર પછી લાઉ-ચેનના હાથમાં કાગળ આપી તે બોલ્યાઃ-“વાંચો તો ! ચીની ભાષાનું જ્ઞાન મને બહુજ સામાન્ય છે. જે કાંઈ જાણું છું તે વડે તો આ કાગળ વાંચવો જ અસંભવ છે. માત્ર એક જ શબ્દનો અર્થ કરી શકું છું.”

હું અધીરો થઇને બોલ્યોઃ “માત્ર એકજ શબ્દ માટે આટલી વાર સુધી મહેનત કરવાની જરૂર શી હતી?”

“યત્ન કરી જોયો.” મામાસાહેબ બોલ્યા.

લાઉ-ચેન ચીની ભાષા જરૂર જાણતો હતો પરન્તુ તે પણ કાગળ ઉપર જેટલો વખત નજર નાખી રહ્યો તેટલા વખતમાં તો એક આખી વાર્તા વાંચી જવાય.

મામાસાહેબે એટલામાં તો મારા કપાળ પર પાટો બાંધી દીધો હતો. લાઉ-ચેન ઘણો ઉશ્કેરાતો હતો તે સહેજમાં જ જણાઈ આવતું હતું. કેટલાય યત્ને શાન્ત થતાં તે મામાસાહેબને કહેવા લાગ્યો: "તમે આ કાગળનો શો અર્થ કર્યો ?"

ક્ષણ વાર થોભી મામાસાહેબ બોલ્યા: "અર્થ તો હું કશોય કરી શકતો નથી. ચીની અક્ષરોમાં તો કશું સમજાય એવું છે જ ક્યાં ? એક એક અક્ષરના સો સો અર્થ. પણ ચામાચેણુની પાંખ સંબંધી કંઈક છે ખરૂં."

લાઉ-ચેન જરાવાર ચૂપ રહી મામાસાહેબ તરફ તીક્ષ્ણ દૃષ્ટિએ તાકી ગંભીર સ્વરે બોલ્યો: "તમે ખરૂંજ કહો છો. ચામાચેણુની પાંખની વાત એમાં છે અને તેની સાથે જે છે તે ભયંકર છે."

મેં બીકણુ અવાજે પ્રશ્ન કર્યો: "શું ?"

કાગળ ખોલી લાઉ-ચેન બોલ્યો: "પહેલાં કાગળનું ભાષાંતર કરૂં છું, તે સાંભળો. કાગળમાં લખે છે–"માયાવી ચામાચેણુ–સ્ત્રીમુખી ચામાચેણુની આંખ અંધકારમાંય જોઈ શકે છે. અરણ્ય અને પર્વત પણ એની પાંખને અટકાવી શકે તેમ નથી. તૈયાર રહો. આજે તમારો છેલ્લો દિવસ છે."

પરંતુ આ ધમકીનો અર્થ શો ? સ્ત્રીમુખી ચામા-ચેણુ તે શું ?"

લાઉ-ચેન બોલ્યો: "સ્ત્રીમુખી ચામાચેણુ શું તે હું

તમને કહી શકું." બોલતાં બોલતાં લાઉ-ચેનનો સ્વર પણ જાણે બીકથી કંપી ઊઠયો. "મને એમની વાત કંઈક ખબર છે. ત્રીમુખી ચામાચેણુ કાંઇ એક જણ કે એક વ્યક્તિ નથી. એ તો એક મોટો ગુપ્ત સંપ્રદાય છે. આખા ચીન, બ્રહ્મદેશ, જાપાન બધેય એની શાખાઓ છે. એ લોકો એવા ભયંકર છે કે તેની તમે કલ્પનાય ન કરી શકો. એ લોકો ન કરી શકે એવું કોઇ કામ નથી. એમની શકિત પણ અસાધારણ છે"

"પણ આપણા ઉપર એમને એટલો રોષ કે વેર રાખવાનું કારણ શું છે? મિચિનામાં પણ મામાસાહેબને આવો એક કાગળ મળ્યો હતો."

લાઉ-ચેન અત્યંત વિસ્મિત થઇ બોલ્યો: "મિચિનામાં મળ્યો હતો ? તેમાં શું હતું ?"

મામાસાબેબ બોલવા જતા હતા, પણ તેમના પહેલાં જ હું બોલી ઊઠયો: "તેમાં અમને અમારી મુસાફરી મુલતવી રાખવાનું કહેવામાં આવ્યું હતું."

લાઉ-ચેન બોલ્યો: "ત્યારે તમે તે વાત માની નહિ. પણ તે વખત તો તમે જાણતા ન હતા. ત્રીમુખી ચામાચેણુની બધી વાતો જાણતા હોત તો કદાચ તમે આ મુસાફરીએ નીકળત જ નહિ."

"પણ નીકળી જ ચૂકયા એટલે હવે શું થાય ? આજ કાગળમાં આ રીતે ભય બતાવવાનો અર્થ શો ?"

લાઉ-ચેન ગંભીર થઇ બોલ્યો: "એ લોકો કદિ

અમથો ભય બતાવતા જ નથી.”

“તમે કહેવા શું માગો છો ?”

“હું કશું કહેવા માગતો નથી. હું જાણું છું કે આજે કાંઇ ભયંકર બનાવ બનશે જ. જરૂર એકાદ ભોગ આજે લેવાશે.”

મામાસાહેબ આ ભયંકર પળે પણ સહેજ હસીને બોલ્યાઃ “તે આપણો જાન ન યે હોય !”

લાઉ–ચેન અત્યંત ગંભીરભાવે બોલ્યો :–“છેવટમાં એવો પ્રયત્ન તો કરવોજ પડશે. આપણે આજે અત્યંત સાવધાન અને જાગ્રત રહેવું પડશે.”

મેં પૂછ્યુંઃ “ આપણે શું કરવું જોઇએ ? તંબુમાં બીજા બે જણનાં પહેરાની વ્યવસ્થા કરીશું ?”

“તે કરી શકો છો. પરન્તુ આજ હું પોતે આવીને આપના તંબુમાં રહીશ.”

મામાસાહેબ કદાચ સભ્યતાને ખાતર બોલ્યા હશેઃ “ તેની કશી જરૂર નથી. અમારી આફત તમારે માથે નાખવાની અમારી ઇચ્છા નથી.”

લાઉ–ચેન આથી અત્યંત ખિન્ન થઇ બોલ્યોઃ “આપે મારા પર જે ઉપકાર કર્યો છે, તેના બદલામાં માત્ર આટલું કરવામાં મને રોકશો નહિ. હું કેટલી મદદ કરી શકીશ તે તો હું જાણતો નથી.”

મામાસાહેબ વળી કંઇ કહેત્રા જતા હતા, પરન્તુ લાઉ–ચેન તેમને અટકાવીને દૃઢ સ્વરે બોલ્યોઃ “ના, એ

નહિ બને. આપની આફતમાં મારે ભાગ લેવો જ જોઇએ. આજની રાત હું અહીં જ ગાળીશ."

છેવટે એ જ ગોઠવણ થઇ. એમ નક્કી થયું કે લાઉ-ચેનના તંબૂમાં મોંગ પો અને બે કાચીન નોકરો પહેરો ભરે અને અમારા તંબૂમાં રહેવું. અમારે ત્રણ જણે અમારા નોકરોમાંના કોઇને પહેરો ભરવા બોલાવવા. મામાસાહેબ નારાજ હતા. તેના કારણમાં એક તો આ બીના નોકરોમાં જાહેર કરી તેમને બીવ-શાવી મૂકવાની તેમની મરજી ન હતી. અને બીજું નોકરોમાં કોણ વિશ્વાસુ અને કોણ અવિશ્વાસુ છે તે નક્કી કરવું કઠણ હતું. તેમાંના કોઇને ય બોલાવવાથી કદાચ પરિણામ ઉલટું પણ આવે.



# સાત

જંગલને રસ્તે એવી અદ્‌ભુત રાત તો કોઇ ગાળી ન હતી. હથિયાર લઇને ત્રણે જણ સામા-સામી બેઠા હતા. તંબૂની અંદર મોટો દીવો બળતો હતો. આખા દિવસના શ્રમ પછી રખેને ઊંઘ આવી જાય, માટે સ્ટવ ઉપર કડક કોફીનું પાણી ઉકળ્યા કરતું હતું. બીજો કોઇ જાતનો શબ્દજ થતો ન હતો. અમે એક બીજા સાથે સાધારણ રીતે વાત પણ કરી શકતા ન હતા.

ધીમે ધીમે રાત વધવા લાગી. જંગલના કુદા જેવા જીવ જંતુઓનો તંબૂમાં જાણે સંઘ ભરાઈ ગયો હતો. છતાં દીવો બળતો જ રાખવો પડયો હતો.

એક વખત લાઉ-ચેન ઊઠીને બોલ્યો: “ઇચ્છા હોય તો તમે વારાફરતી ઊંઘી શકો છો.”

હું રાજી હતો છતાં મામાસાહેબ એ વાતમાં રાજી ન થયા. રાતના અંધકારમાં ચારે તરફ જંતુ-ઓના અદ્‌ભુત અવાજ થતા હતા. એ અવાજનો

અર્થ સમજાય તો એ જંગલની રાતની જાણે કાંઈક જુદી જ વાતો સમજાત. એક વખત જાણે નજીકમાં જ કોઈના ઉધરસ ખાવાનો શબ્દ સંભળાયો. એ ઉધરસ જાણે રડતા વાઘના ગળાનો અવાજ ન હોય! વળી એક વખત આખું જંગલ જાણે બીકથી, એક ભયંકર ઘોંઘાટથી જાગ્રત થઈ. ઊઠયું પરન્તુ એ ઘોંઘાટ થોડી વારમાં જ બંધ પડી ગયો. ઝાડ ઉપર વાંદરા બીકથી જાણે દાંતીઆ કરતા ચીસો પાડી ઊઠયા. કદાચ કોઈ ભયંકર સાપે અથવા કોઈ શયતાન જેવા નિઃશબ્દે ફરનારા ચિતાએ તેમના પર હુમલો કર્યો હશે. રહી રહીને રાતનાં ચામાચીડિયા જેવાં જંતુના અવાજ અમારી બહુજ નજીકમાં સંભળાતા હતા.

જરા જરા શબ્દ કે અવાજ સંભળાય કે લાઉ–ચેન બહુજ આતુરતાથી કાન ઊંચા કરતો. મેં પૂછયું: “શું સાંભળો છો ?”

લાઉ–ચેન અદ્‌ભુત ભાવે હસતાં હસતાં બોલ્યો: “સ્રોમુખા અર્થાત માયાવી પતંગિયાનો સંકેત સાંભળવાનો યત્ન કરૂં છું.”

“સંકેત વળી કેવો ? જંગલનાં જનાવરનો અવાજ તો સંભળાય છે ?”

“જનાવરના જેવો અવાજ કાઢીને તેઓ એક બીજાને સંકેત કરે છે.”

લાઉ–ચેનની વાત પૂરી થતાં ન થતાંમાં તો એક

ભયંકર પ્રવાહ ખરડો અને માથાને કંપાવતો આખા શરીરને અવશ બનાવતો જાણે વહી ગયો. આશ્ચર્યકારક કોઇ પક્ષીનો અવાજ સંભળાયો. અંધકાર જ જાણે કકળી ઊઠયો. લાઉ–ચેને ના કહ્યું હોત તો પણ સમજી શકત કે એ અવાજ કોઇ રીતે પણ સાધારણ પક્ષીનો અવાજ ન હતો.

લાઉ–ચેન હાંફળોફાંફળો ઊઠયો. તેનું પીળું મોઢું ભયથી વધું પીળું પડી ગયું. તે અસ્પષ્ટ સ્વરે બોલ્યો: "વખત થયો છે."

તે જ વખત મેં ઊઠી તંબૂની બહારના ભાગમાં પ્રકાશિકાનું અજવાળું ફેંકયું. અમારા તંબુની નજીકના એક ઝાડ ઉપરથી ખરેખર જ એક મોટું પંખી પાંખો ફફડાવતું ઊડી ગયું. બીજું કશું કયાંય જોવામાં આવ્યું નહિ. પાછા આવીને મેં કહ્યું: "કેમ શું છે? એક પંખીને તો ઊડી જતાં મેં જોયું."

લાઉ–ચેન એવાજ ફિક્કા ચહેરાથી બોલ્યો: "હશે, પણ હવે તૈયાર રહો."

મામાસાહેબના મનની શી સ્થિતિ હતી તે તો કહી શકતો નથી, પણ મારૂં તો આખું શરીર ઉ-તેજના –ઉશ્કેરાટથી કંપી રહ્યું હતું.

નજરે દેખાતા દુશ્મન સાથે સામાસામી લડી શકાય, પણ આ અદશ્ય ભેદભર્યા શત્રુની રાહ જોઇ આ રીતે બેસી રહેવાનો ત્રાસ તો અસહ્ય હતો. તે

કેવી રીતે દેખા દેશે એ કશાનીય ખબર નહોતી. તે કેવી રીતે હુમલો કરશે તે પણ જાણતા નહોતા. તંબૂની ત્રણે બાજુની ત્રણે દિવલો તરફ વારંવાર ધ્યાનથી જોતો હતો. પણ બહારના અંધકારમાં શું થતું હતું, તેની કશી ખબર પડતી ન હતી. હું મને પોતાને કોઈરીતેય સ્થિર રાખી શકતો ન હતો. ખૂબ જોરથી પિસ્તોલ પકડી રાખી હતી છતાં હું જાણતો હતો કે મારે હાથે પસીનો થઇ ગયો હતો અને મારી મુઠ્ઠી નરમ બનતી જતી હતી.

પણ આમ વધુ વખત રાહ જોવી ન પડી. એકાએક નિશાચર પંખીના એ અવાજથી જાણે પાછું આખું જંગલ એક છેડેથી બીજા છેડા સુધી આખા આ જંગલના આકાશને કંપાવી રહ્યું. ત્યારપછી અમારા તંબૂની ફાટમાંથી દેવતાની આંચ દેખાઇ. નજીકમાં જ ભડભડાટ કરતો અગ્નિ સળગતો હતો.

શું બીના હતી તે જોવા હું દરવાજા ભણી દોડયો. શરૂઆતમાં તો મામાસાહેબ મને અટકાવવા ગયા, પણ પછી કોણ જાણે શોય વિચાર કરી તે બોલ્યાઃ "ચાલ."

લાઉ–ચેન બૂમ પાડી બોલી ઊઠયોઃ "બધાય આમ એક સાથે બહાર ન જશો."

પરંતુ તે વખત મારા ઉશ્કેરાટની હદ ન હતી. તેમ મને પોતાને રોકવાની પણ મારી શક્તિ ન હતી. હું કશું સાંભળ્યા વિના જ બહાર પડયો. તંબૂની અંદર એ રીતે અનિશ્ચિતતામાં બેસી તલ તલ કરીને

દુઃખ ભોગવવા કરતાં જે થાય તે કરી લેવાય તોય શાન્તિ વળે.

બહાર નીકળતાં જ મોંગ પો અને કાચીન ચાકરની બૂમો સાંભળી. લાઉ-ચેનનો તંબૂ જ ભડભડ કરતો સળગતો હતો. એ લોકો મહામુશ્કેલીએ અંદરથી જીવતા છટકયા હતા. કાચીન નોકર બેએક જગ્યાએ દાઝયો હતો. તેની બૂમો બંધ રહે તેમ ન હતી.

તે વખત આગ બૂઝાવવાનો પ્રયત્ન વૃથા હતો. આખો તંબૂ સળગી ઊઠયો હતો. તેના ભડકાનું અજવાળુ જંગલના ઘણા ભાગ સુધી પહોંચ્યું હતું. પણ ત્યાં જોવા જેવું કશું જ ન હતું. "શી રીતે આગ લાગી? એમણે કશું જોયું હતું કે કેમ?" વગેરે સવાલ તે વખત પૂછવા નકામા હતા. એમને બે જણને શાન્ત કરી અમારા તંબૂમાં લાવવાની ગોઠવણ કરૂં છું ત્યાં તો પાછો હું ચમકી ઊઠયો. આ વખત પિસ્તોલનો અવાજ સંભળાયો. અને તે પણ અમારા જ તંબૂમાંથી.

હવે ખ્યાલ આવ્યો કે મામાસાહેબે મારી સાથે આવવાનું કહ્યું છતાં આવ્યા ન હતા. એ ખ્યાલ આવતાં જ ભયથી હૃદય કંપી ઊઠયું. લાઉ-ચેન બોલ્યો હતો: "જરૂર એકાદ જાનનો આજ ભોગ લેવાશે."

મોંગ પોને મારી પાછળ આવવાનો ઇશારો કરી હું અમારા તંબૂમાં પેઠો. ત્યાં જે દેખાવ જોયો તેથી ક્ષણવાર તો મારૂં શરીર ઠંડુ હીમ જ બની ગયું.

મામાસાહેબ ચત્તાપાટ જમીન પર પડયા હતા. તેમને ભાન નહોતું તે તો સ્પષ્ટ જણાતું ન હતું. પણ પ્રાણ હતો કે નહિ એ શંકા હતી. લાઉ-ચેન હાથમાં પિસ્તોલ લઇ તેમના ઉપર છેક નીચો નમી કશું જોતો હતો.

મારાં પગલાંનો અવાજ સાંભળી પ્રથમ ચમકી ઊઠી તેણે પિસ્તોલ મારા તરફ જ તાકી, પણ પછી શરમાઇ ગયો હોય તેમ પિસ્તોલ નીચી નમાવી દયામણા અવાજે બોલ્યો: "જુઓને, શું થઇ ગયું ! આટલા માટે જ તમને જવાની હું ના કહેતો હતો. ત્રણ જણ સાથે હોત તો કદાચ આમ ન બનત."

"પરન્તુ થયું શું ? મામાસાહેબ જીવતા તો છેને ?"

મારા પ્રશ્નના ઉત્તરમાં લાઉ-ચેને જે કહ્યું તેથી મને મારી અક્કલ ઉપર અપાર અફસોસ થયો. શા માટે હું મૂર્ખની માફક આવી આફતના વખતે બહાર નીકળ્યો ?

મામાસાહેબ મારી સાથે આવવા પાછાં ફરી પોતાની પિસ્તોલ લેવા ગયા તે વખતે લાઉ-ચેને દરવાજા આગળ દુશ્મનને જોયો. તે વખત મામાસાહેબ તેની સામે હતા. પિસ્તોલ છોડવાનો વખત મળે તે પહેલાં જ દુશ્મને એક ભારે દંડા વડે મામાસાહેબના માથામાં જોરથી ઘા કર્યો. લાઉ-ચેને તે પછી ગોળી

છોડી ખરી, પણ તેથી દુશ્મનને કશું નુકસાન ન થયું.

લાઉ-ચેન વાત કરતો હતો તે દરમ્યાન હું મામા-સાહેબ પાસે બેસી એમને તપાસતો હતો. માથાનો જખમ જબરો હતો. ત્યાં વાળ સાથે લોહી જામી ગયું હતું. મામાસાહેબને હજી ભાન નહોતું પણ જીવ હતો એમ મને લાગ્યું. હૃદયના ધબકારા ધીમા ધીમા સંભળાતા હતા.

લાઉ-ચેન એ વાત સાંભળી આગ્રહથી મામાસાહેબને ફરી એક વાર તપાસીને બોલ્યો: "હાં. હૃદય ધબકે છે. ફિકર કરવા જેવું નથી. એમને ખૂબ સાવચેતીથી રાખવા પડશે. પહેલાં માથાનો ઘા ધોઈને પાટો બાંધવો પડશે."

હું લુગડું લેવા જતાં એકાએક ચમકી ઊઠી બોલ્યો: "દરવાજા પાસે કોનું લોહી પડ્યું છે, લાઉ-ચેન? મામાસાહેબનું લોહી તો તંબૂના અંદરના ભાગમાં છે."

"દરવાજા પાસે લોહી? ક્યાં છે?" એમ કહેતો લાઉ-ચેન આગળ આવ્યો. ત્યારપછી આનંદથી બોલ્યો: "ત્યારે તો મારી ગોળી ખાલી ગઇ નથી. જરૂર તેના શરીરમાં સારો જેવો જખમ થયો છે. આ રહ્યા લોહીના બીજા ડાઘ. જલદી મારી સાથે આવો. દુશ્મન જરૂર ઘાયલ થયો છે. આવી રીતની ગોળી લાગ્યા પછી તે ભાગ્યે જ વધારે દૂર જઈ શકે. હમણાં જ તેને પકડી શકાશે."

" પણ મામાસાહેબ અહીં આ દશામાં..........."

"માત્ર બે જ મિનિટ ! મોંગ પો છે એટલે ફિકર નથી. મામાસાહેબને માટે જ આ શયતાનને પકડવાનો યત્ન કરવો જોઇએ."

આ વિચાર કરી કાચીન ચાકરને દરવાજા પાસે રાખી અમે બહાર ચાલ્યા.

લોહીના ડાઘ થોડેક દૂર જઇને જાદુની માફક જ બંધ થઈ ગયા. આજુબાજુ બધું ય તપાસ્યું. છૂપાવાની કોઇ જગ્યા જ ન હતી. એક જગ્યાએ ઘણું લોહી પડયું હતું. મને લાગ્યું કે એ માણસ એ જગ્યા પર ઘણી વાર સુધી ઊભો હશે, પણ પછી કયાં ગયો ? કોઇ હિંસક પશુ તો એને નહિ લઇ ગયું હોય ? પણ તેમ હોય તો લોહીના ડાઘ કયાં જાય ? અને હોલવાતો અગ્નિ જેવો હતો, તેવા લાઉ–ચેનના બળતા તંબૂની આંચ પાસે કોઈ પશુનું આવવું પણ સંભવિત ન હતું.

મૂઢ જેવા બનીને કશું ન સમજાતાં અમે પાછા તંબૂમાં આવ્યા. પરન્તુ ત્યાં પણ ભયાનક આશ્ચર્ય અમારી રાહ જોઈ રહ્યું હતું.

તંબૂમાં આવી જે જોયું, તેથી તો મારી આંખનો ય હું વિશ્વાસ કરી ન શકયો. અંદર તો મોંગ પો કે મામાસાહેબ કોઇએ ય ન હતું. વાર તો માત્ર બે પાંચ મિનિટની જ થઈ હતી. પેલો કાચીન ચાકર તો હજી દરવાજામાં બેઠો બેઠો પહેરો ભરતો હતો. અને

એટલામાં એક ઘાયલ અને એક સાજો, એમ બે માણુસ જેવાં માણુસ તંબૂમાંથી કયાં ગેબ થઇ ગયાં !

તંબૂમાં આવી ક્ષણુ વાર તો અમે બાઘાની માફક ઊભા રહ્યા. લાઉ-ચેનનું મોઢું જોતાં મને એમ લાગ્યું કે જાણે મારા કરતાં તે વધારે બી ગયો હતો. તે વખત શું કરવું ઉચિત હતું તેનો વિચાર કરવાની પણુ અમારામાં શક્તિ ન હતી.

આશ્ચર્યની વાત તો એ હતી કે અમે તંબૂમાં જેવું જોઇને ગયા હતા તેનાથી વધારે કશો ફેરફાર કે વેર-વિખેર પણુ જણાતું ન હતું. જે ધાબળા ઉપર મામા-સાહેબને સૂવાડયા હતા, તે પણુ ચૂંથાયલો ન હતો. બે જણુની ઝપાઝપીનું ચિન્હ પણુ કોઇ જગ્યાએ જોવામાં આવતું ન હતું. મામાસાહેબ કદાચ બેહોશ હતા, પણુ મોંગ પો તો શુદ્ધિમાં હતોને! શું તેને સામા થવા જેટલો વખતે ય નહિ મળ્યો હોય ! એક સાજાતાજા અને એક જખમી બેહોશ માણુસને આટલી વારમાં ત્યાંથી ઉઠાવી જવા એ કંઈ ઓછી બહાદુરીની વાત ન હતી.

જેમણે જે રીતે આ કાર્ય કર્યું હતું તેમની શકતિનાં વખાણુ જ કરવાં પડે. આ બધી ઘટના જરા પણુ અવાજ વગર એવી ચુપકીદી અને ઉતાવળથી કર-વામાં આવી હતી કે એની પ્રશંસા કર્યા વિના ચાલે જ નહિ.

તેથી જ હું પ્રથમ તંબૂમાં અસાધારણ કશું જોઇ શકયો નહિ. પણ હવે નજર પડતાં જ ચમકી ઊઠયો.

લાઉ-ચેન પણ કદાચ મારી સાથે સાથે દેખવા પામ્યો હતો. બન્ને જણ એક સાથે તંબૂની ધાર તરફ ગયા. દરવાજા આગળ કાચીન ચાકર બેઠેલો હોવા છતાં આ કાર્ય શી રીતે બની ગયું હશે તે હવે અમે સમજવા પામ્યા. કોઈ ધારવાળા હથીઆર વડે તંબૂની પાછળની દિવાલનું કપડું ત્રણ હાથ ચીરી નાંખેલું હતું. ત્યાંથી જ તેઓ અંદર આવ્યા હશે એમાં શંકા નથી. અને આ ઉપરથી બે જણને શી રીતે તંબૂમાંથી લઇ ગયા હશે તે પણ સમજાઇ આવ્યું. પણ કશો અવાજ કેમ નહિ થયો હોય તે સમજાયું નહિ. અમે તરત જ એ ચીરા આગળથી તંબૂની બહાર નીકળ્યા. બહાર લાઉ-ચેનના તંબૂની આગ લગભગ ઓલવાઇ ગઈ હતી.

અમારા તંબૂના આ પાછલા ભાગમાં જ્યારે આગ જોરમાં હતી, ત્યારે પણ અંધારૂં જ હતું. અને દુશ્મને એ અંધકારનો જ લાભ લીધો હતો. અમે જ્યારે પહેલી વખત લોહીના ડાઘા જોતા જોતા તંબૂની બહાર ગયા, તે વખત તેઓ અમારાથી થોડા જ હાથ દૂર હશે પણ અમે તેમને જોઈ શકયા નહિ.

પ્રકાશિકા લઇ અમે ઘણે દૂર સુધી ગયા. પણ એ ગાઢ અંધકારમાં તેમનો કયાં પત્તો લાગે? પહેલી

વખત તો લોહીના ડાઘા જોતા જોતા થોડે દૂર સુધી ય ગયા હતા પણ અહીં તો કશુંય ચિહ્ન ન હતું. એક જ રાતમાં આમ અમારી નજર સમક્ષ બબ્બેવાર એવી ભેદભરીરીતે તે દુશ્મન અદૃષ્ય થયો પણ અમે કશુંય સમજી શકયા નહિ.



# આઠ

નિરાશ થઇને જ્યારે અમે તંબૂમાં પાછા આવ્યા ત્યારે મારા મનની સ્થિતિનું વર્ણન કરાય તેમજ ન હતું. પ્રથમ તો આફતમાં મૂઢ બની જઈ, આ બધું શું બની ગયું અને શું બને છે તે જ ન સમજાયું. પણ પાછળથી બધું સમજાયું. કેવા સંજોગો હતા તેનું ભાન થયું ત્યારે ખરેખરજ મને બધે અંધકાર ભાસ્યો.

પહેલાં મોઢે ગમે તે વાતો કરી હોય, પણ આ અજાણ્યા દેશમાં વિપત્તિથી ઘેરાઇ, જેના ભરોસા પર અહીં આવવાનું સાહસ કર્યું હતું, તે મામાસાહેબની આ દશા થયા પછી મારૂં શું થશે? હું ક્યાં જઇને ઊભો રહીશ? મને કોની સહાય? મારૂં હવે કર્તવ્ય શું?

મામાસાહેબ જીવતા હોય કે ન હોય, પણ તેમની શોધ તો જરૂર કરવી. પણ એ શી રીતે બને? તદ્દન અજાણ્યો અને આફતથી ભરેલો દેશ હતો! અત્યાર સુધીમાં જે જોયું હતું તે ઉપરથી સ્પષ્ટ જ સમ-

જાતું હતું કે શત્રુ જેવો ભેદભર્યો હતો, તેવો જ શક્તિમાન પણ હતો.

એના વિરૂદ્ધ હું શું કરી શકું ? કશું કરવા ધારૂં તોય પણ મામાસાહેબની ગેરહાજરીમાં અમારી ટોળીના લોકો મારૂં કહ્યું માને કે કેમ એ પણ શંકા જ હતી. એકલે હાથે કશું કરવાનો યત્ન કરૂં એ તો ગાંડપણુ જ હતું. એમાં તો કોઇ વાઘ વરૂના શિકાર થવું પડે.

છતાં પાછા જવું એ પણ એટલુંજ અસંભવિત હતું. મામાસાહેબની શોધ કર્યા વિના માત્ર મારો જીવ બચાવવા પાછા જવાનું તો મારાથી બને તેમ જ ન હતું.

કોઇ રસ્તો ન મળવાથી નિરાશ થઈ બે હાથે માથું દાબી બેઠો હતો. છૂપું રાખવાથી શો ફાયદો ? ખરેખર જ તે વખતે આવી ભયંકર પરિસ્થિતિમાં મારી આંખમાં આંસુ ભરાઇ આવ્યાં હતાં. મારા પર કોઇ આફત આવી પડશે એ બીકથી નહિ, પણ ચારે તરફથી આમ બધી મહેનત વ્યર્થ જવાથી. મારી પોતાની અશક્તિ અને મામાસાહેબની આવી શોચનીય દશાનો વિચાર કરતાં મારાં દુઃખ અને ક્ષોભનો અવધિ ન હતો.

માથું નીચું કરી આંખો મીંચી બેઠો હતો. એટલામાં હું ચમકી ઊઠયો. લાઉ–ચેને મારી પાસે ઊભા રહી મારા ખભા પર હાથ મૂકયો હતો.

મેં ઊંચું જોયું. એટલે તે બોલ્યો: "જરા ય ગભ-

રાશો ના, મીસ્ટર ગોળવાળા ! હું મામાસાહેબની શોધ કરીશ જ. આ શયતાનીયતનો બદલો લેવાની તો મારી ફરજ જ છે એ સમજી લેજો."

મોઢે હું કશું કહી શકયો નહિ, પરન્તુ કૃતજ્ઞતાની મારા ચહેરા પર જે નિશાનીઓ સ્ફૂરી રહી હતી તે જોવા જાણવામાં લાઉ-ચેનની જરાય ભૂલ નહિ થઈ હોય.

લાઉ-ચેન ઘડીવાર ચૂપ રહી બોલ્યો: "આ બાબતમાં મારો કશોય સ્વાર્થ નથી એમ ન ધારશો. તમારી મદદથી હું ચુનાન જવાનો પ્રયત્ન કરતો હતો. તમારી મુસાફરી નિષ્ફળ થઇ બંધ રહે, તેમાં મને પણ એટલું જ નુકસાન છે. તે ઉપરાંત આજે કેટલાક દિવસની તમારી સાથેની મિત્રતા તરફ જોતાં પણ આ હાલતમાં હું મારી સગવડનો વિચારે ય ન કરી શકું. તમારી મિત્રતાના ઉપકારના ઋણ તરીકેય મારે યત્ન કરવો જોઈએ."

મેં કહ્યું: "તમને હજીય આશા છે કે આપણે મામાસાહેબની ભાળ મેળવી શકીશું ? તમે પોતે જ એ સ્ત્રીમુખા પતંગિયાની-એ માયાવી પતંગિયાના ભયંકર પ્રતાપ અને શક્તિની વાત કહેતાને ?"

"હા. એ તો મેં કહી હતી અને હજીય કહું છું કે એ લોકો ભયંકર છે. તેમને માટે કશુંય અશકય નથી. એમની સાથે દુશ્મનાવટ કરવી એટલે જાતે જ જમને નોતરવો. પણ તેથી આપણે કશું ન કરીએ એ તો બને નહિ !"

આ ચીના તરફ કૃતજ્ઞતા અને માનથી હું ખરે-ખર અભિભૂત થઇ ગયો. ઊભા થઈ તેના હાથ પકડી કાંઇક ગભરાઈ મેં કહ્યું: "આ વખતની તમારી મદદની વાત હું મારા જીવનમાં તો, કદીય નહિ ભૂલું. લાઉ–ચેન, મને અફ્સોસ થાય છે કે એક દિવસ મેં તમારા પર પણ સંદેહની નજરે જોયું હતું."

લાઉ–ચેન કશીય લાગણી ન જણાવતાં તે એની ચૂંચી આંખ અરધી તીરછી નીચી કરી બોલ્યો: 'વખત જ આપણી બધી ભૂલ સુધારી દે છે, મી. ગોળવાળા !



# નવ

**મા**માસાહેબનો પત્તો લાગ્યો નહિ. સખત મહેનત કરવા છતાં એમનો પત્તો મળે એવું કશું ય અમે શોધી શક્યા ન હતા. લાઉ-ચેનની સલાહ મુજબ અમે પહાડ ઉપરથી સપાટ જમીન પર આવી, હાર્ટેજ કિલ્લાને ડાબી બાજુએ રાખી, શાન લોકોના દેશમાં થઈ પાછા વધુ ડુંગરાળ અરણ્યમાં આવી પહોંચ્યા હતા.

હાર્ટેંજ કિલ્લામાં અમે જાણી જોઇને જ નહોતા ગયા. લાઉ-ચેનની સલાહમાં મને કંઇ અજુગતું ન લાગ્યું. ત્યાંના સરકારી માણસો પાસેથી ખાસ કોઇ પ્રકારની આશા રાખવી નિરર્થક હતી. તેઓ માયાવી પતંગિયાની વાતને સાધારણ ગપ તરીકે જ ઉડાવી દેત. તે ઉપરાંત મામાસાહેબની ગેરહાજરીમાં અમને આગળ જવાની પરવાનગી પણ કદાચ ન મળત. એમની મદદ મેળવવા જઈને બધી તરફથી નિરાશ થવા કરતાં પોતાના જ પ્રયત્નથી જે બને તે કરવાનું વધુ યોગ્ય હતું એમ

સમજી અમે છૂપી રીતે શાન પ્રદેશ ઓળંગીને આવ્યા હતા.

ક્યાં જવું અને કયે માર્ગે જવું એ સંબંધી મારે બધો આધાર લાઉ–ચેનના ઉપર જ રાખવો પડયો હતો. આ પ્રદેશથી તે જાણીતો હતો. તેમજ દુશ્મનની શકિત અને સ્વભાવથી પણ તે જ જાણીતો હતો. એ બાબતમાં તેની વાત ઉપર કાંઇ કહેવું તે મારે માટે યોગ્ય ન હતું. અને એમ કરવાનું કશું પ્રયોજન પણ ન હતું.

પરન્તુ સપાટ પ્રદેશ વીંધી આ ડુંગરાળ પ્રદેશમાં આવ્યા પછી પણ મામાસાહેબના દુશ્મનની કશીય ભાળ ન મળી, તેથી હું હતાશ થઈ ગયો.

મામાસાહેબ જીવતા હતા કે નહિ, તે સંબંધમાં ખાત્રીપૂર્વક કશું કહી ન શકવા છતાંય દુશ્મનોની ટુકડી શાન લોકોનો દેશ છોડી આ ડુંગરાળ પ્રદેશમાં જ આવી છે એમ લાઉ--ચેનને અતૂટ અને અચળ વિશ્વાસ હતો. પણ એ વાત મારા મનમાં ઉતરતી ન હતી.

રસ્તે આવતાં છૂપી રીતે શાન લોકોનાં ગામોમાં છૂપા જાસુસ મોકલી અનેક પ્રકારે અમે તપાસ કરવા યત્ન કર્યો હતો. પરન્તુ એ બધા ય પ્રયત્ન નિષ્ફળ નીવડયા હતા. જે કાંઇ ખબર મળતી હતી તે પણ કાલ્પનિક અને ઉલટાસુલટી મળતી. એ ખબર ઉપર જરા ય વિશ્વાસ રખાય તેમ ન હતું. એમાં અમને સગવડને બદલે અગ-

વડ જ વધુ પડી હતી.

દૂરના એક ગામમાંથી એક વખત એક પ્રવાસી સંઘના સમાચાર મળ્યા હતા. તેમાંના એક જણના ચ્હેરાનું જે વર્ણન સાંભળ્યું તેને તાણીતુસીને મામા-સાહેબના ચ્હેરાને બંધબેસતું કરી શકાય. પરન્તુ બરાબર તપાસ કરવા જતાં નિરાશા જ મળી.

વળી એ જ રીતે એક વખત એક મુસાફર ટુકડીની તપાસ કરવા જતાં રીતસર આફતમાં જ સપડાયો હતો. તેમની ટુકડી ય મોટી હતી અને તેમાં કેદી પણ હતા. પરન્તુ છેવટે જણાયું કે તેઓ સ્થાનિક સિપાહી હતા અને કેટલાક કાચીન ધાડપાડુઓને દૂરથી લાવી હાર્ટજ કિલ્લામાં લઇ જતા હતા. જો જરા ડહાપણ કરી એ કેદીઓની હિલચાલ ઉપર નજર કરવા ગયા હોત તો અમારે પણ એમના જાસુસ ગણાઇને હાર્ટજ કિલ્લાના મહેમાન બનવું પડત.

રસ્તામાં પત્તો લાગે એવું કશું ય ન મળવા છતાં લાઉ–ચેતનો ઉત્સાહ રતીભાર પણ ઓછો થયો ન હતો. આ તરફ નોકરો તરફથી પણ અમને ઉપાધિ થતી હતી. અમારા પોતાના નોકરો મામાસાહેબની ગેરહાજરીમાં આગળ વધવા નારાજ હતા. તેમનો પગાર ચૂકવી તેમને રજા આપવી પડી હતી. કદાચ તેઓ અમારી સાથે આવવા રાજી થાત તો પણ અમારે તો અગવડ હતી. સપાટ શાન દેશમાં થઇને ઘોડાઓની

મોટી ટુકડી લઈ છૂપી રીતે જવાનું કઠણ હતું. લાઉ-ચેન જો ભાર વહેનારા મજૂરો ન લઇ આવ્યો હોત તો અમારે ત્યાં જ અટકી રહેવું પડત. ખાસ જરૂરની ચીજો સિવાય બીજી બધી વસ્તુઓને ત્યાં ને ત્યાં જ છોડી અમારે શાન દેશ પસાર કરવો પડયો હતો.

પણ હવે મને એમ થતું હતું કે શાન દેશ પસાર કરવાથી ય લાભ શો થયો ? પર્વત ચઢવા જેટલા મુશ્કેલીભર્યા હતા, તેટલું જ અરણ્ય પણ ગાઢ હતું. બે પગનું મનુષ્ય સર્વશ્રેષ્ઠ પ્રાણી તરીકેનું પોતાનું ગૌરવ આ સ્થળે જાળવી રાખી શકે તેમ ન હતું. ઘુંટણીએ પડી ચઢવું પડે એવા ગાઢ જંગલથી ઢંકાયલા પર્વતો જ અહીં વધારે હતા. અહીંથી થોડે જ દૂર "ડારૂ" નામના વેંતીઆ લોકોનો અજાણ્યો દેશ હતો. મામાસાહેબની મુસાફરી આ સ્થળ માટે જ હતી. પણ એમને ખોળવા માટે જ અહીં સુધી દોડયા આવવું કેટલું યોગ્ય હતું તે કોણ કહી શકે ?

પણ લાઉ-ચેનની ધારણા જુદા પ્રકારની હતી. માયાવી પતંગિયાનો પત્તો અહીં જ લાગશે એમ તે વિશ્વાસપૂર્વક માનતો હતો. આટલા દિવસ વીતવા છતાં તેનો કશો ય પત્તો ન લાગવાથી એક દિવસ આ બાબત વાદવિવાદ કરવાની મને ફરજ પડી.

તે દિવસે પર્વતની મુશ્કેલીભરી ઊભી ચડાઈ ઉતરાઇ પછી માત્ર સાતેક માઈલ અમે ચાલ્યા હોઇશું.

જે સ્થળે અમારા તંબૂ ઠોકાયા હતા તે સ્થળ બે પહાડની વચ્ચેની એક સાંકડી ગલી હતી. ગાઢ અરણ્યથી ઢંકાયલી બન્ને બાજુએ ઉભા પહાડોની લાઇન કયાં સુધી લાંબી હતી તે કહી શકાય તેમ ન હતું. તેમની વચ્ચે સાંકડી જગ્યામાં જેમ તેમ કરી ઠોકેલા એ તંબૂમાં પણ મારા ચિત્તને સ્વસ્થતા ન હતી. મનમાં થતું હતું કે જાણે હમણાં જ બન્ને બાજુના ઉંચા પહાડો ક્રૂર રાક્ષસનું રૂપ ધરી અમને કચરી કે પીસી નાખશે.

આજકાલ હું અને લાઉ-ચેન એક જ તંબૂમાં રહેતા હતા. અમારા માણસો બધો સરસામાન લઇને બીજા તંબૂમાં પડાવ નાખી રહેતા હતા. અહીં ટાઢના જોરને લીધે અને હિંસક પશુઓના ભયથી તંબૂના વ્યવહાર વગર બીજો ઉપાય જ ન હતો.

બહાર રાતનો ઘોર અંધકાર છવાઇ રહ્યો હતો. લાઉ-ચેન એક કાગળ ઉપર અમારે આગળ પ્રવાસ કરવા સારૂ નકશો તૈયાર કરી રહી રહ્યો હતો. હું મારી બંદૂક સાફ કરતાં બોલ્યોઃ " હવે આગળ વધવાનું મારૂં દિલ થતું નથી, લાઉ-ચેન ! "

" કેમ ? " તેણે ઊંચું ન જોતાં કહ્યું.

હું જરા અકળાઇને બોલ્યોઃ " કેમ ! એય કહેવું પડશે ? આટલા દિવસ થયા પણ કશો પત્તો તો લાગતોજ નથી. આપણે અવળે રસ્તે નથી જતા એની સાબિતી શી ? "

લાઉ-ચેન નકશો દૂર ખસેડી બોલ્યોઃ "સાબિતી તો કશી નથી..........."

"તો પછી આમ હેરાન થવાથી લાભ શો? મને લાગે છે કે માયાવી પતંગિયાને આટલું બધું ભયંકર માની લેવામાં જ આપણે ભૂલ કરી છે. આપણે હાટેંજ કિલ્લામાં જ જવાની જરૂર હતી. આ ગાઢ વનમાં એમનો કશોય પત્તો લાગવાનો નથી."

મારા મોઢાની વાત મોઢામાં જ રહી ગઈ. લાઉ-ચેન અને હું—બન્ને જણ એકસાથે ચમકી ઊઠયા. બહાર નિશાચર પંખીના ભયંકર ચિત્કારથી અંધકાર પણ જાણે કંપી ઊઠયો!

મારૂં આખું શરીર જાણે બીકથી જકડાઈ ગયું. મામાસાહેબનો દેહ જે દિવસે અંતર્ધ્યાન થયો તે દિવસના એ પંખીના ચિત્કારથી જે ભયંકર ઘટનાઓ બની હતી, તે કોઇ દિવસ ભૂલાય તેવી જ ન હતી. અજાણતાં જ મારો હાથ કમર ઉપરની પિસ્તોલ ઉપર જઇ પડયો.

પરન્તુ લાઉ-ચેન પ્રથમ ચમકી ઊઠવા છતાં પાછળથી હસી પડયો.

"વાહ! હસો છો કેમ?" મેં આશ્ચર્યથી પૂછ્યું.

"તમારા હાવભાવ જોઈને!"

"મારા હાવભાવ જોઈને? કેમ, તમે બ્હેરા છો? કશું સાંભળ્યું નહિ?"

"ના, કેમ ન સાંભળ્યું ? પણ એમાં બીવા જેવું કશુંય નથી."

હું આશ્ચર્યથી તેના મોઢા સામે જોઇ રહ્યો. લાઉ-ચેન થોડી વાર પછી બોલ્યોઃ "હજી તમે અસલ અને નકલનો તફાવત સમજી શકો તેમ નથી. આ તો હતો આ દેશના "ટીંકરબર્ડ" નામના એક જાતના પક્ષીનો ચિત્કાર. માયાવી પતંગિયું આ અવાજની નકલ કરે છે-પોતાના સંકેત માટે, પરન્તુ એ નકલી અવાજ ઓળખાઇ આવે છે."

હું કાંઈક છોભીલો પડીને બંદૂક સાફ કરવા લાગ્યો. ખરૂં પૂછો તો લાઉ-ચેનની આ વાતથી મને આશ્વાસન મળવાને બદલે નિરાશા મળી. ગમે તેટલી બીક લાગી, પણ એ પંખીના ચિત્કારથી મનમાં કંઇક આશાનો ય ઉદય થયો હતો. આશા તો એ હતી કે છેવટે આટલે દિવસે પણ માયાવી પતંગિયાનો પત્તો લાગશે. ગમે તે રસ્તે તેનો પત્તો મેળવવાની આખરે જરૂર હતી. જો એ ન મળે તો મામાસાહેબનો પત્તો કયાં અને કેવી રીતે મેળવવો ? જેને માયાવી પતંગિયાનો સંકેત સમજ્યો હતો, તે ખરા પંખીનો ચિત્કાર હતો એ જાણી બીક તો દૂર થઇ, પણ મારૂં મન અસ્વસ્થ થઇ ગયું.

થોડી વારમાં બંદૂક સાફ કરી લઇ હું ઊઠયો. લાઉ-ચેન હજી ય નકશા ઉપર ઝૂકી પડી કંઈક જોતો હતો.

ત્યાં જઈ તેના ખભા પર હાથ મૂકી નીચો વળી નકશા તરફ નજર કરતાં હું બોલ્યોઃ "તમે નકશો જોવામાં આટલા બધા ગરકાવ થઈ જાઓ છો, તેનું કારણ મને સમજાતું નથી. લાઉ-ચેન! એ નકશાથી આપણા દુશ્મનનો પત્તો મળશે?"

નકશાને વેગળો મૂકી મારા તરફ કંઈક ઉશ્કેરાયલા ભાવે જોતો લાઉ-ચેન બોલ્યોઃ "નકશો નહિ હોય તો આપણે આગળ વધીશું શાના આધારે?"

"પણ આપણે જઈએ છીએ ક્યાં?"

લાઉ-ચેન જરાક વાર મૌન રહી કંઈક વિચાર કરવા લાગ્યો. ત્યાર પછી મને પાસે બેસવાનું કહી એક કાગળ લઈ તેના ઉપર કેટલાંક નિશાન કરીને તે બોલ્યોઃ "આનો કશો અર્થ સમજાય છે?"

"સમજાય છે. આપણે જે પહાડી રસ્તે આવ્યા છીએ, તેનું આ ચિત્ર છે."

"બરાબર ઓળખ્યું. પણ તમે એક વાત નથી જાણતા. આ નકશો સંપૂર્ણ નથી. આપણી જમણી તરફના પહાડની પાછળ શું છે તે આપણે જાણતા નથી. કોઈ જાણતું નથી. એ પહાડ ઓળંગાય તેવો નથી, તેથી ત્યાંનો નકશો તૈયાર થયો નથી."

"પણ આપણે કંઈ નકશો તૈયાર કરવા તો અહીં આવ્યા નથી!"

"ના. એટલા માટે તો આવ્યા નથી, પણ આપણો

ઉ`શ સિદ્ધ કરવા માટે આપણે પહાડની પેલી પાર જવાની જરૂર છે."

"જ્યાંની વાત કોઇ જાણતું નથી, ત્યાં જવાથી આપણો ઉદ્દેશ સફળ થશે એમ શા ઉપરથી ધારો છો?"

લાઉ-ચેન અત્યાર સુધીમાં જરા ઉતાવળો થઇ રહ્યો હતો. તે બોલ્યો: "બધી વાત હું સમજાવી નહિ શકું. મીસ્ટર ગોળવાળા! અહીં તમારે મારા ઉપર જ આધાર રાખવો પડશે."

"તે તો રાખું છું, પણ જરા વિચાર કરી જુઓ કે આટલા દિવસ થવા છતાંય જરા જેટલા સમાચાર આપણને ન મળ્યા એ કેવું? વળી બીજી એક વાત. એ પહાડ તો ન ઓળંગાય એવો છે. તે શી રીતે ઓળંગીશું?"

"ગમે તે રીતે. છેવટે એ પહાડની આસપાસ ફરીને પણ જવું પડશે. કદી..........."

"કદી શું?"

"કદી ભોગજોગે એ 'ડારૂ' લોકોનો છૂપો રસ્તો આપણને ના મળે, તો પણ એ પહાડ ઓળંગવાનો એક છૂપો રસ્તો છે, મી. ગોળવાળા! માત્ર 'ડારૂ' લોકો, અને મને લાગે છે કે "માયાવી પતંગિયા" વાળા જ એ રસ્તો જાણે છે........"

લાઉ-ચેનની વાત પૂરી થતાં પહેલાં જ હું અપ્રસન્ન મને ત્યાંથી ઊઠી તંબૂના દરવાજા આગળ આવી ઊભો.

હતો. ત્યાં ઊભા રહી કંઇક વિસ્મિત સ્વરે મેં કહ્યું: "તેઓ તો કંઈ ચાલીચલાવીને આપણને એ રસ્તો બતાવી જવાના નથી! આપણે તો આ પહાડ ને જંગલમાં રખડી રખડીને મરવાનું જ છે. એના કરતાં તો હાટેંજ કિલ્લામાં જઇ ખબર આપી હોત તો કંઇકે રસ્તો નીકળ્યો હોત."

લાઉ–ચેને કશો જવાબ ન આપ્યો. હું બે ધ્યાનભાવે તંબૂનો પડદો ખસેડી એકાએક ચમકી ઉઠી ઉત્તેજીત પણ ધીમા સ્વરે બોલ્યો: "લાઉ–ચેન! જલદી મારી પ્રકાશિકા આપ તો!"

બહાર ગાઢ અંધકારમાં આગીઆના ઝબકારા સિવાય બીજું કશું ય દેખી શકાય તેમ ન હતું. પરન્તુ સૂકાં પાંદડાં કચડતું કોઇ દોડી જતું હોય એવો અવાજ મેં સાંભળ્યો.

લાઉ–ચેન પ્રકાશિકા લાવે એટલામાં તો તે અવાજ બંધ થઇ ગયો. પ્રકાશિકા તાકી ચારે તરફ જોયું પણ મને કશુંય જણાયું નહિ.

લાઉ–ચેને ઉશ્કેરાઇને પૂછ્યું: "શું છે? શું થયું?"

"કોઇ જાણે આપણા તંબૂ પાસે ઊભું રહી આપણી વાતો સાંભળવાનો યત્ન કરતું હતું. મેં બહાર ડોકું કાઢતાં જ નાસી ગયું."

"નાસી ગયું? પણ અહીંથી તો નાસી જવાનો રસ્તો નથી. આ સાંકડો પહાડી રસ્તો પાછળ તો આરેક

માઇલ લાંબો છે, અને આગળની બાજુએ કેટલો લાંબો હશે તેનો તો પત્તો નથી. છૂપો રસ્તો ના જાણતા હોય તો તે આપણા હાથમાંથી કોઈ પણ રીતે છટકી શકે તેમ નથી."

લાઉ-ચેન જાતે પ્રકાશિકા લઇને આગળ ચાલ્યો. પગલાંનો અવાજ અમારા મજુરોના તંબૂ તરફ જ ગયો હતો. પરન્તુ ત્યાં જઈને ચારે તરફ પ્રકાશિકા ફેંકવા છતાંય અમે કોઇને જોઇ શકયા નહિ. રસ્તો બહુ જ સાંકડો હતો. ઘણાં મોટાં ઝાડ સામે હોવા છતાં અમારી નજર ચૂકાવીને છૂપાવાનો કયાંય લાગ મળે તેમ ન હતું. જલદી નાસી જાય તોય તેનાં પગલાંનો અવાજ ફરી સંભળાવો જોઇતો હતો.

એકાએક શંકા થતાં મેં લાઉ-ચેનને કહ્યું: "આપણા મજૂરોને એક વાર બોલાવો, જોઇએ!"

"કેમ? ના. ના. તમારી શંકા ગેરવ્યાજબી છે. તેમાંનું કોઇ એવું કામ કરે તેમ નથી. બધાય વિશ્વાસુ છે. તે ઉપરાંત રાત્રે ભૂતના ભયથી કોઇનેય બહાર નીકળવાની હિમ્મત નથી."

છતાં ય હું હઠ કરીને બોલ્યો: "ભલે ન હોય, છતાં એક વાર જોવામાં નુકસાને શું છે? ના હોય તો તમે અહીં ટોર્ચ લઇ ઊભા રહી નજર રાખો. હું અંદર જઈ જોઇ આવું છું."

હું ચાલ્યો જતો હતો. લાઉ-ચેન એકાએક મારો

હાથ પકડી બોલ્યો: "ઊભા રહો. હું ય આવું છું."

"પણ બહાર એક જણે નજર તો રાખવી જોઇએ ને!"

"ત્યારે તમે બહાર રહો. હું અંદર મજૂરોની તપાસ કરું છું."

બહાર એકલા રહેવાની લાઉ-ચેનની નામરજી જોઇ મને ખરેખર જ હસવું આવ્યું. ગમે તેમ હો, પણ બહાર રહેવાની તેની મરજી ન જોતાં હું તેના કહેવા મુજબ બહાર ઊભો.

મજૂરોનો મોટો ભાગ ઊંઘી ગયો હતો. તેમને બૂમો પાડીને જગાડતાં લાઉ-ચેનને વાર લાગી. અંદર ગયે ઘણી વાર થઇ, છતાં તે પાછો ન ફર્યો.

બહાર ઊભા રહી, કાન શરવા કરી, ચારે તરફ ટોર્ચ ફેંકી હું જોયા કરતો હતો. ચારે તરફ બધું શાન્ત હતું. મારી ટોર્ચ જેમ જેમ ફેરવતો તેમ તેમ તેની સાથે મોટાં મોટાં ઝાડની છાયા વગર કશું ય હાલતું ન હતું. બહારની કડકડતી ઠંડી નાકથી તે છાતી સુધી જાણે બરફ ઠાંસો ઠાંસીને ભરી દેતી હતી.

આમ વગર કારણે હવે ત્યાં વધુ વાર ઉભા રહેવું કે નહિ એમ વિચાર કરતો હતો, એટલામાં મને લાગ્યું કે જાણે પહાડ તરફ એક મોટા ઝાડની છાયામાં જાણે કશું હાલતું હતું.

કમરબંધમાંથી પિસ્તોલ જમણા હાથમાં લઇ,

ડાબા હાથમાં ટોર્ચ લઇ હું ધીમો ધીમો તે તરફ ચાલ્યો. પણ વધારે દૂર જવું પડયું નહિ. સૂકાં પાન કચરતું ઝાડને ઓથેથી અકસ્માત જે પ્રાણી વિજળીની ગતિથી પહાડના તરફ નાઠું, તેને ઓળખતાં પ્રથમ હસવું આવ્યું, તેમ શરમ પણ ઓછી ન આવી. આ પ્રાણીના ખખડાટથી ડરીને મેં કેવું ધાંધલ મચાવી મૂકયું! બકરા અને હરણને મળતું એ એક પ્રાણી હતું. તે "ગુરાલ" નામથી ઓળખાતું. રાત્રે અંધારે અમારા તંબૂની ધારે ચરતું ચરતું આવી પહોંચ્યું હશે, અને પછી અમારો સણસારો સાંભળી નાઠું હશે. એને દુશ્મન જાણી આવી કડકડતી ટાઢમાં હું ય હેરાન થયો અને લાઉ–ચેનને પણ હેરાન કર્યો.

શિકાર તરીકે ગુરાલ ઘણું દુષ્પ્રાપ્ય પ્રાણી ગણાય છે. પિસ્તોલથી વીંધી નાખવું મુશ્કેલ હોવા છતાં ય એક વાર પ્રયત્ન કર્યા વિના તેને જવા દેવાનું મન ન થયું. તે ઉપરાંત તે જનાવર બરાબર સપડાયું હતું. રસ્તો સાંકડો હતો. જો કે પહાડમાં ફરવાને તે ટેવાયલું હતું, છતાં ય ઊભો પહાડ ચઢવો તે તેને માટે અશકય હતું. ગમે ત્યાં નાસે પણ છેવટ તેને મારા તરફ જ પાછું ફરવું પડે તેમ હતું અને તે વખત તેનો શિકાર થઇ શકે એવો સંભવ હતો.

મેં જોયું કે એ જાનવર સામેની એક નાની ટેક-રીની પાછળ ઊભું હતું. સંભાળપૂર્વક પિસ્તોલ પકડી

હું ધીમે ધીમે તે તરફ ગયો. એ ટેકરીની પાછળથી નીકળે કે તરત જ ગોળી છોડવાનો મારો વિચાર હતો. ટેકરીની પેલી બાજુથી પહાડ શરૂ થતો હતો. તેથી તે તરફ તે જઇ શકે તેમ ન હતું.

પરન્તુ ટેકરીની છેક નજીક આવવા છતાં તે પ્રાણીને હાલતું ય મેં જોયું નહિ, તેથી મને આશ્ચર્ય થયું. બહુ જ સંભાળપૂર્વક હવે પ્રકાશિકા બૂઝાવી ટેક-રીની બીજી તરફ દબાતે પગલે જઈ એકાએક પ્રકાશિકા ફેંકી. પરન્તુ તેના નાસવાનો અવાજે ન સંભળાયો, તેમ ત્યાં ગુરાલ કે બીજું પ્રાણી પણ ન દેખાયું. સામેના પહાડ નીચે જતી એક ગુફા કોઇ ભયંકર પ્રાણીની માફક મોં ફાડીને સામે ઊભી રહી હતી.



માત્ર બે પળ જ કદાચ હું સ્તબ્ધ બનીને ઊભો હોઇશ. ત્યાર પછી વિજળીની માફક, થોડી જ વાર પહેલાં લાઉ-ચેન સાથે થયેલી વાતચીત મારા મગજમાં સ્ફુરી ઊઠી.

સામેની ગુફા તરફ ધ્યાન દઈને જોઇ રહ્યો. તે બહુ ઉંડી હોય એમ તો મને ન લાગ્યું. ગુફાનું મોઢું તો બહુ જ નાનું જણાતું હતું. સાધારણ કદના માણસને પણ નીચા નમી માથું નમાવીને અંદર દાખલ થવું પડે. પણ તેની તપાસ કર્યા વિના પાછું તો ન જ ફરવું એમ મને થયું. કંઇ નહિ તો છેવટમાં ગુરાલના અદૃશ્ય થવાની મીમાંસા પણ એ ગુફામાંથી જ થવાની હતી, એમાં મને જરાય શંકા ન હતી.

પ્રકાશિકાનું અજવાળું ફેંકતો હું અંદર પેઠો. માથું નીચું ને નીચું રાખી અંદર ચાલવામાં બહુ જ મુશ્કેલી પડતી હતી. મારી પ્રકાશિકાના અજવાળાથી બ્હીને અનેક ચામાચીડિયાં આમતેમ ઊડાઊડ કરી

રહ્યાં હતાં. મને થયું કે કદાચ કોઇ હિંસક પ્રાણી પણ એમાં હોય ! પણ કેટલાંક પગલાં આગળ જતાં જ ગુફાનો રસ્તો વાંકો થઇને પહોળો થતો જોઈ મનમાં ઉત્સાહ આવ્યો અને કોઈ પણ જાતની આફતનું ભાન જ ન રહ્યું.

હવે મારા મનમાં કોઇ પણ જાતની શંકા ન રહી. અદ્ભુત રીતે ‘ડારૂ’ લોકોના રાજ્યનો છૂપો રસ્તો મને જડી ગયો હતો. એ બાબત હવે હું નિશ્ચિંત થયો.

પરન્તુ એકલા આ રસ્તે કયાં સુધી જવાય ? રસ્તો જડયો જ છે, તો પછી કાલે બધાને લઈને જ આવું તોય ચાલે. હાલ તો પાછા ફરી લાઉ-ચેનને આ સમાચાર આપવાની જરૂર છે. આ છૂપા સાંકડા માર્ગમાં ઠેકાણે ઠેકાણે નાની નાની ગલીઓ છે, તેથી કદાચ પાછા ફરતાં ભૂલા પણ પડાય.

આ બધો વિચાર કરી પાછો ફરવા જતો હતો, ત્યાં પેલુંજ ગુરાલ બીકથી દોડતું દોડતું બાજુની ગલી-માંથી આવી મારા સામે ક્ષણ વાર ઊભું અને પાછું ઠેકડો મારી નાસવા લાગ્યું. એને કેવા ખરાબ ચોઘડી-આમાં મેં જોયું હશે તે કહી શકતો નથી. એને જોતાં જ મારા હાથમાંની પિસ્તોલ એકાએક છૂટી ગઇ અને તે સાથેજ, એમ થવાથી પોતાને હાથેજ કેવી આફત વ્હોરી લીધી હતી તે સમજાઇ ગયું.

આ તો પિસ્તોલ નહિ, પણ જાણે કડકડાટ કરતું

આખું આસમાન જ તૂટી પડતું હોય એમ લાગ્યું. ગુફાના એ સાંકડા પણ લાંબા રસ્તા પર એ પિસ્તોલના અવાજનો પડઘો એવો ભયંકર સંભળાયો કે તે કહી જ ન શકાય. એટલાથી અટક્યું હોત તોય ઠીક, પણ જાણે આખો પહાડ જ કંપી ઊઠયો અને ખરેખરો જ પ્રલય મચાવી મૂક્યો.

પિસ્તોલના સામાન્ય શબ્દની આટલી બધી શક્તિની મેં કદીય આવી કલ્પના કરી ન હતી. એ ગુફાના રસ્તા ઉપરના ભાગમાં ઘણાય છૂટા પથ્થરો હશે. એકાએક પિસ્તોલના અવાજથી કંપી ઊઠી તે બધાય ભયંકર અવાજ કરતા પડવા લાગ્યા. ઘડીક વાર તો મને લાગ્યું કે જાણે મારૂં મગજ જ ખસી ગયું છે!

કેટલીક વારે પથ્થર પડતા બંધ થયા પછી જાણે મારૂં મગજ ઠેકાણે આવ્યું. શરીર બેએક જગ્યાએ છોલાયું હતું, પણ માથું શી રીતે બચી ગયું તે કહી શકતો નથી. પરન્તુ ધૂળ અને રોડાં ખંખેરી નાખી, આંખો ચોળી, ભય જરા દૂર થતાં પ્રકાશિકા ચેતાવી ચારે તરફ જોયું તો જણાયું કે આના કરતાં તો માથાના ચૂરા થઈ ગયા હોત તોય સારૂં હતું. કારણ મારી ચારે તરફનો રસ્તો પથરાથી બંધ થઇ ગયો હતો. ચારે તરફ જાણે પથરા ખડકાઇ ગયા હતા! મને લાગ્યું કે બુદ્ધિહીનની માફક પિસ્તોલ છોડીને એ ગુફાના રસ્તામાં મેં મારી કબર જીવતાં જ ખોદી હતી.

પ્રથ્થર પડયા તે વખત એક પત્થરની હડફેટથી હાથમાંની પિસ્તોલ તો કોણ જાણે કયાંય પડીને દબાઇ ગઈ હતી, પણ બીજા હાથમાંની પ્રકાશિકા કોઇ પણ રીતે બચી ગઇ હતી. પ્રકાશિકાના અજવાળામાં પાગલની માફક હું ચારે તરફ જોવા લાગ્યો. એકે દિશામાં રસ્તો જણાતો ન હતો. આગળ તેમજ પાછળ પથ્થરથી રસ્તો પૂરાઈ ગયો હતો. મારા માથા ઉપરની પથ્થરવાળી છત ઊંચી હતી, તેથી ચાર પાંચ હાથ ઊંચે સુધી છવાયલો રસ્તો તો હું કદાચ ઉપર ચઢી કૂદી શકું તેમ હતું, પણ રસ્તાના બેય બાજુના વળાંક આગળ જયાં છત નીચી હતી, ત્યાંથી તો એક ઉંદર જાય એટલીય જગ્યા જણાતી ન હતી.

શરૂઆતમાં આ આફતથી હું દિગ્મૂઢ બની ગયો, છતાં મેં આશા છોડી નહિ. મેં હિમ્મત રાખી કે પથ્થરને આમતેમ જરા ખસેડીને રસ્તો કરી શકાશે. તંબૂ તરફ પાછા ફરવાના રસ્તા ઉપરના પથ્થરોને ખસેડવાનો મેં પ્રથમ યત્ન કર્યો, પણ ફોકટ! તે તરફનો ગુફાનો એક મોટો ભાગ ધસી પડેલો હોવાથી ત્યાંનો ભાગ એવો થઇ પડયો હતો કે દશ જણ સાથે કુસ્તી કરનાર મલ્લ પણ એકાદ પથ્થરે ખસેડી શકે કે કેમ, તે શંકા ભરેલું હતું.

પાછા જવાનો રસ્તો બંધ થઇ જવાથી મેં આગળ જવાનો રસ્તો કરવા યત્ન કરવા માંડયો. એ તરફના

પથ્થર બીજી બાજુ જેટલા મોટા ન હતા. એક ઉપર એક પડેલા હોવા છતાં વચ્ચે જરા જરા પોલાણુ દેખાતું હતું. પરંતુ ત્યાં પણ કેટલીક વાર નાહક મહેનત કર્યા પછી ભયનો માર્યો હું ધ્રૂજી ઊઠયો. મને લાગ્યું કે હવે આ જીવતી કબરમાંથી બહાર નીકળવાનો મારે માટે માર્ગ જ નથી.

આ તરફના પથ્થર નાના હોવા છતાંય મારાથી ખસેડાય તેમ ન હતું. કદાચ કોશ જેવું હથીઆર હોત તોય જુદી વાત હતી. પણ ખાલી હાથે તો કશું મથાય તેમ ન હતું. હાથ મહેનતથી છોલાયલા અને થાકથી હું નિરાશ થઇને ત્યાંજ બેસી ગયો. પહાડના છૂપા સુરંગના રસ્તામાં આ રીતે કેદી થઈ પડવું એ કેટલું ભયંકર હતું તે મારાથી અજાણ્યું ન હતું. સાથે કંઇ ખાવાનું કે પાણી સરખુંય ન હતું. અને મને સ્પષ્ટ સમજાયું કે મૃત્યુ સાથેની મારી લઢાઇ ઝાઝો વખત ચાલશે નહિ. મારાં હાડકાં પણ લોકદૃષ્ટિથી છૂપાઇ અહીંજ પડી રહેશે.

હું એટલો બધો નિરાશ બની ગયો હતો કે જો મારી સાથે એ વખતે પિસ્તોલ હોત તો કદાચ તલ તલ કરીને મરવા કરતાં હું આપઘાતજ કરત. પરંતુ પિસ્તોલ તો પથ્થર અને માટીમાં કયાંય દબાઈ ગઇ હતી. થોડી વાર પહેલાં પ્રકાશિકાની મદદથી ખોળવા છતાં કયાંય પત્તો ન લાગ્યો.

તેમ પ્રકાશિકાને વધુ વાર વાપરતાંય બીક લાગતી હતી. કારણ જો એનો પાવર થઇ રહે તો મારે કશોય આધાર ન રહે. એ ભીષણ અંધકારમાં જરા વારેય પ્રકાશિકાનું અજવાળું ન મળે તો કદાચ હું તો ગાંડો જ થઇ જાઉં. ખાસ કારણ અથવા ઘડી વાર મારા મનને દિલાસો આપવા ખાતર જ જરૂર પડે તો પ્રકાશિકા વાપરવી, નહિ તો બિલકુલ ન વાપરવાનો મેં નિશ્ચય કર્યો

અત્યાર પહેલાં એક વાર ઊંચે અજવાળું નાખી ત્યાંથી બહાર નીકળવાનો કોઈ માર્ગ છે કે નહિ તેની મેં તપાસ કરી લીધી હતી. ઉપરની છત કેટલેક ઠેકાણે ઠીકઠીક ઊંચી હતી. મારી તેજદાર પ્રકાશિકાનું અજવાળું પણ કેટલેક સ્થળે પહોંચી શકતું ન હતું નીચેથી જોતાં જ લાગે કે જાણે ત્યાં છતજ નથી માત્ર રાતનું અંધારૂં આકાશજ દેખાય છે. ખૂબ ધ્યાનથી જુએ તો જ કાળા પથ્થર નજરે પડતા હતા. ત્ય અસંખ્ય ચામાચીડિયાં ભરાઈ રહ્યાં હતાં.

આમ નિરાશ થઇને કેટલો વખત બેસી રહ્યો હોઈશ તે કહી શકતો નથી. એ ગાઢ અંધકારમાં વખતનો અંદાજ કાઢવો પણ કઠિન હતો. દિવસ અને રાત જેવું તો ત્યાં હતું જ નહિ. હૈયાના ધબકારા વિના બીજા શામાં સમય વહી જાય છે તે પણ જાણી શકાય તેમ ન હતું. થાક અને નિરા શાથી મારી આંખો પણ હવે તો ઉઘડતી ન હતી

મને એમ પણ થતું કે એ ઊંઘમાં અચેતન બની પડી રહેવાય તોય સારૂં.

એકાએક ચમકીને મેં આંખ ઉઘાડી. મારા હૈયાના થડકારા ઉપરાંત મને બીજો કંઇક અવાજ સંભળાયો. ચામાચીડિયાનો એ શબ્દ ન હતો. તેમ વળી એ શબ્દ મારી છેક નજીક જ હતો.

આંખ ખોલતાં જ મારા આખા શરીરમાં જાણે ભયથી કાંટા ભોકાવા લાગ્યા. ગુફાની નીચેની જમીન ઉપર જાણે કેટલોક આસમાની પ્રકાશ અંધકારમાં હાલતો ચાલતો ફરતો હોય એમ જણાયું.

મને થયું કે શું ખરેખર જ મારૂં મગજ એટલામાં ખસી ગયું ! મેં મારા માથાના વાળ સુદ્ધાં ખેંચી જોયા. સાથે સાથે એ બધો આસમાની પ્રકાશ ગુફાના રસ્તાની કિનાર આગળની એક ફાટમાં વિજળીને વેગે અદૃશ્ય થઈ ગયો !

હવે મેં પ્રકાશિકા સળગાવી. બીકથી મારૂં ગળું સૂકાઈ ગયું. પરન્તુ ક્યાંય કશું જણાતું ન હતું, માત્ર મરેલા ગુરાલનું શબ ત્યાં પથરાની વચમાં પડ્યું હતું.

ત્યારે શું મેં ભૂત જોયું હશે ? આટલી આફ્-તમાંય મને હસવું આવ્યું. હું ભૂતપ્રેત માનતો ન હતો. ગમે તેવી આફત હોય પણ એવા વહેમ માનવા હું કબૂલ ન હતો. ગમે તે રીતે મગજ ઠેકાણે જ રાખવાનું હતું.

પણ ત્યારે એ પ્રકાશ શાનો હશે ? મેં પ્રકાશિકા હોલવી શ્વાસ રૂંધી રાહ જોવા માંડી. ઘણી વાર સુધી કશું દેખાયું નહિ. તેમ કશોય શબ્દ સંભળાયો નહિ. ત્યાર પછી એકાએક ગુફાના માર્ગની દીવાલની એક ફાટમાં એ પ્રકાશ દેખાવા લાગ્યો. એક એક કરી કેટલાંય કિરણો ત્યાંથી નીકળી આવી મરેલા ગુરાલની આજુબાજુ ફરવા લાગ્યા.

મનને મજબૂત કરવાના અનેક યત્ન કરવા છતાં મારૂં આખું શરીર કંપી ઊઠ્યું. તરત જ મેં પ્રકાશિકા સળગાવી.

પણ કેવું આશ્ચર્ય ! પ્રકાશિકાનું અજવાળું પડતાંજ, પેલા રંગીન પ્રકાશના બદલે કેટલાક મોટા મોટા ઉંદર દોડતા પેલી ફાટમાં પેસી ગયા.

મોટા મોટા ઉંદર જોઇને આશ્વાસન પામવાનું તો વેગળું રહ્યું, પણ મારૂં તો આશ્ચર્ય વધી પડ્યું. અંધારામાં પતંગીઆના શરીરમાંથી તો પ્રકાશ નીકળતો જોયો હતો, પણ ઉંદરના શરીરમાંથી આસમાની પ્રકાશ નીકળતો તો સાંભળ્યોય નહોતો !

પ્રકાશિકા લઇ હું ઉંદર પેસી ગયા હતા તે ફાટ આગળ ગયો. ત્યાં દર હતું, અને તે ખૂબ મોટું હતું. ઘૂંટણીએ પડી તેમાં પ્રકાશિકાનું અજવાળું ફેંક્યું તો તે નીચે જવાને બદલે સામેની બાજુ તરફ ઘણે દૂર સુધી ગયું. ફરી પાછા કદાચ ઉંદરો આવશે એ

આશામાં એક પથ્થર લઈ તે દરની બાજુએ રાહ જોવા લાગ્યો.

મારી પોતાની જીવંત સમાધિની વાત, હું આ ઉંદરોનો ભેદ શોધી કાઢવાની ધગશમાં છેક જ ભૂલી ગયો હતો !

માણસની વાસથી, યા કોઇ પણ રીતે માણસની હાજરી જાણી ઉંદરો પાછા ન આવ્યા. કેટલીય વાર રાહ જોઈ, થાકીને, જેવો હું પ્રકાશિકા સળગાવવા જાઉં છું, તેવો જ મને સ્પષ્ટ રીતે માણસનાં પગલાંનો અવાજ સંભળાયો.

અહીં પગલાંનો અવાજ કેવો ? પ્રથમ હું આશ્ચર્ય પામ્યો; છતાં મને સમજતાં જરાય વાર ન લાગી કે એ દરની બીજી બાજુએ પણ એવોજ ગુફાની અંદર છૂપો રસ્તો હતો જે હું જે સુરંગમાં હતો તેને ઘસાઇને જતો હતો. વચ્ચે માત્ર સામાન્ય પથ્થરનો આંતરો હતો.

પગલાંનો અવાજ સાંભળી, પ્રથમ તો હું આ ભયંકર કેદખાનામાંથી છૂટવાની આશાએ બૂમ પાડવા જતો હતો, પરન્તુ મારા મોંમાંથી અવાજ જ ન નીકળ્યો. જમીન ઉપર વાંકો વળી હું ફાટમાં થઇને બીજી તરફ નજર રાખતો હતો. પગલાં તે ફાટની નજીક આવતાંજ આસમાની આભાના પ્રકાશથી ત્યાંનો અંધકાર દૂર થઇ ગયો. સ્તબ્ધ બનીને મેં જોયું કે સામેની બાજુથી

જેઓ જતા હતા તે બધાંયના પગમાંથી એ અદ્દભુત
આસમાની રંગનો પ્રકાશ નીકળતો હતો.

આ વખત મને ખરેખર જ લાગ્યું કે મારૂં મગજ
ખસી જ ગયું છે. ભયંકર વિપત્તિથી જરૂર હું પાગલ
બની ગયો છું. પ્રથમ ઉંદરના શરીરમાંથી અને પછી
માણસના પગમાંથી પ્રકાશ નીકળતો જોવો એનો અર્થ
બીજો હોઈ જ શો શકે? સામાન્ય બુદ્ધિથી જોતાં
જણાશે કે એ બનવું જ મુશ્કેલ હતું; છતાં મેં તે
તે જોયું અને તેથી મને લાગ્યું કે જરૂર એ મારા
વિકૃત મગજનું જ પરિણામ હશે!

મારી ઇચ્છા ન હોવા છતાં અજાણતાં હું
બીકનો માર્યો અસ્ફુટ ચિત્કાર કરી ઊઠયો અને એને
પરિણામે આશ્ચર્યજનક રીતે મારા છૂટકારાનો ઉપાય
થઇ ગયો!

એ પ્રાણી કલ્પનાનાં કે ખરેખરાં હોય, પણ મારા
ચિત્કારની સાથે સાથે જ પેલી બાજુએ જનારા એકદમ
અટકી પડયા. ફાટમાંથી હું જોઇ શકતો હતો અને મને
એમના લાંબા લાંબા અનેક પગ, તેમના પ્રકાશમાં
દેખાતા હતા.

એકાએક એ ફાટની ધાર આગળ લોખંડની કોશના
ઘા જેવો અવાજ મેં સાંભળ્યો. મને તરત જ સમજાઇ
ગયું કે તેઓ પથ્થર ખસેડી તેમણે સાંભળેલા મારા
અવાજનું કારણ તપાસવાનો યત્ન કરતા હતા. તેમની

ઉશ્કેરાયલા અવાજની વાતચીત પણ હું સાંભળી શકતો હતો. છતાં તેમાંનો એક પણ શબ્દ હું સમજી શકતો ન હતો. જેટલી ભાષા હું જાણતો હતો, તેમાંની કોઈની સાથે એક શબ્દેય મળતો આવતો ન હતો.

ના. એ કાંઇ કલ્પનાનાં પ્રાણી ન હતાં. પણ ત્યારે એ કોણ હતાં? એમના પંજામાં સપડાઇ હું વધુ આફતમાં નહિ આવી પડું એની પણ ખાત્રી શી? તેમણે કરેલા કોશના આઘાતથી ફાટ આગળનો એક પથ્થર ધીમે ધીમે છૂટો પડતો લાગતો હતો. એ પથ્થર ખસી જાય તો તેઓ જરૂર અંદર આવે, એ જાણી મને જરાય આશ્વાસન ન મળ્યું. જેમ જેમ પથ્થર છૂટો થતો જતો હતો તેમ તેમ મારો ભય પણ વધતો જ જતો હતો.

એકાએક તેમની કોશ, તેમના હાથ તથા પથ્થર-માંથી છટકી ફાટમાં થઈને મારી તરફ આવી. કશોય વિચાર કર્યા વિના મેં તે જોરથી પકડી રાખી. પછી એક આંચકો મારતાં જ તે મારા હાથમાં આવી ગઈ. સામી બાજુ જે કોઈ કોશ મારતું હતું, તે આ બનાવ માટે જરૂર તૈયાર ન હતું—અને ન જ હોય. કારણ કોશને જોરથી પકડી રાખવા કે પાછી ખેંચવાની એને તક જ ન મળી.

એ તરફનો ઘોંઘાટ સાંભળી સમજી શકાતું હતું કે તેઓ જેટલા મૂઢ બની ગયા હતા તેટલાજ ઉશ્કેરાઇ

પણ ગયા હતા. પણ મને લાગે છે કે તેમની પાસે તે વખત બીજું હથીઆરજ ન હતું. કારણ પથ્થર ઉપર પછી કશાનો અવાજ જ ન સંભળાયો.

કોશ ખેંચી લેતી વખત મેં મારા છૂટકારાનો જરાય વિચાર કર્યો ન હતો. એ લોકોને આ તરફ અટકાવવાના હેતુથી જ મેં તે ખેંચી લીધી હતી. હવે મને વિચાર સૂઝયો કે એજ કોશ વડે હું મારો રસ્તો સાફ કરી શકીશ.

આ વિચાર આવતાં એક ક્ષણ પણ થોભી શકાય? પેલી તરફના લોકો કોણ જાણે શુંયે કરે તેની કોને ખબર? ગમે તે રીતે પણ મારે અહીંથી બહાર નીકળ્યે જ છૂટકો હતો.

પાછા જવાનો માર્ગ તો એકીવારે બંધ થઇ ગયો હતો. તેથી સામેની તરફના પથ્થરોના વચગાળામાં કોશ ખોસી મારા તમામ જોરથી ઉથલાવવા મંડયો. કોશ હાથમાં આવતાં, મારા ઉત્સાહ સાથે જાણે મારી શક્તિ પણ વધી ગઈ હોય તેમ લાગ્યું. જોતજોતાંમાં એક પથ્થર ત્યાંથી ખસી મોટા અવાજ સાથે સામી તરફ જઇ પડયો. આથી રસ્તો એકદમ ચોખ્ખો તો ન જ થયો, પણ પહેલાંની ન ભેદાય એવી દીવાલ વચ્ચે જે રસ્તો થયો તેમાંથી મારા જેવા શરીરવાળો માણસ સુખે-દુઃખે પણ દબાઇ ચંપાઇને પસાર થઇ શકે. પ્રથમ કોશ પેલી તરફ ફેંકી દઇ, હાથમાં ટોર્ચ લઇ વાંકો વળીને

હાથ પગ છોલાઇ જવા છતાંય પેલી બાજુ તો નીકળ્યો.

સુરંગનો રસ્તો અહીંથી વાંક લઇને કયાં સુધી ગયો હશે તે હું જાણુતો ન હતો. જેમની પાસેથી મેં કોશ ખેંચી લીધી હતી, કદાચ તેમની પાસે ય જઇ પડાય! પણુ તે વખત એ બધો વિચાર કરવાની મને ફુરસદ ન હતી. મારે આગળ જવું જ જોઇએ, એ વિના બીજો માર્ગ જ ન હતો.

વચ્ચે વચ્ચે કોઇ કોઇ વખત જરા વાર ટોર્ચ ફેંકતો. મોટો ભાગ, હું અંધારામાં જ આગળ દોડવા જ લાગ્યો. સુરંગમાં ઘણીય ગલીઓ અને નાના રસ્તા હતા. જાણે અભિમન્યુનો ચક્રાવો જ. પરન્તુ હું તો નસીબ પર આધાર રાખી, જે વખતે જે રસ્તે વળવાનું ઠીક લાગે તે તરફ ચાલતો જ ગયો. માત્ર એકજ વિચાર તે વખતે મારા મનમાં હતો કે કોઇ પણુ રીતે આ ભયંકર પહાડમાંથી મારે બહાર નીકળવું જ જોઇએ.

કેટલીક વારથી મારાં પગલાં ઉપરાંત બીજો એક અવાજ વચ્ચે વચ્ચે મારે કાને પડતો હતો એ અવાજ કોઇ ખીજવાયલા પ્રાણીની ગર્જના જેવો હતો. પણુ એવી ચાલુ ગર્જના કોઇ પ્રાણીની હોય એ મને અસંભવ લાગ્યું. તે ઉપરાંત એ અવાજ જેમ જેમ હું આગળ જતો હતો તેમ તેમ જાણે વધતો જ જતો હતો.

થોડી વાર પછી એક વાંક વળતાં જ એ અવાજનો મર્મ મને સમજાયો. પરન્તુ આવું વિલક્ષણુ દૃશ્ય જોવાની મેં કલ્પના સરખીય કરી ન હતી!



# અગિયાર

**આ** સુરંગનો વળાંક જ્યાં પૂરો થતો હતો ત્યાં પહાડની અંદર જાણે કોઈએ એક વિશાળ ખંડ કોરી કાઢયો હોય એમ લાગતું હતું. તેની વચ્ચે પથ્થરની જમીનને બદલે એક મોટો પાણીનો કુંડ હતો. પહાડની એક બાજુમાંના એક મોટા બોગદામાંથી પ્રચંડ વેગે પાણી આવીને એ કુંડમાં પડતું હતું. અત્યાર સુધી એ પાણીનો અવાજ જ મને સંભળાયો હતો. પરંતુ આ પાણીના કુંડ અને ધોધ કરતાં આશ્ચર્યમય ઘટના તો ત્યાંના એક અદ્‌ભુત આસમાની રંગનો પ્રકાશ હતો. પહાડમાંના એ બોગદામાંથી એક કાળો મોટો પથ્થર એ કુંડ સુધી ગયેલો હતો. કુંડની ચારે તરફ પણ એવા જ પથ્થર હતા. અંધકારમાં એ પથ્થર જાણે બળતા હોય એમ લાગતું હતું.

એ એવું અવનવું દૃશ્ય હતું કે મારી આફતનું ભાન ભૂલી હું તે જોયા જ કરત, પણ એકાએક કુંડની પેલી બાજુ મારી નજર પડતાં જ હું ચમકી ઉઠયો. હું

જે સુરંગ દ્વારા ત્યાં પહોંચ્યો હતો તે ઉપરાંત બીજી કેટલીય સુરંગો ત્યાં આવી મળતી હતી. પેલી તરફની એવી એક સુરંગના મોઢા આગળ પાણીની નજીક બે જણા ઊભા હતા. અત્યાર સુધી તેમની નજર બીજી બાજુ હોવાથી હું તેમની નજરે પડયો ન હતો. તેમાંનો એક જણ મારા તરફ પૂંઠ વાળી નીચો પડી કંઈક કરતો હતો. પણ જે ઊભો હતો, તેને ઝાંખા પ્રકાશમાં પણ ઓળખતાં મને વાર ન લાગી. તે હતો લી-સીન!

કશો ય અવાજ કર્યા વિના તે જ વખતે હું ત્યાંથી છટકી જવા યત્ન કરવા લાગ્યો. પરન્તુ તેમ ન બની શકયું. એકાએક લી-સીને મારા તરફ જોયું અને તે સાથે જ તેના મોઢામાંથી જે ઝીણી ચીસ નીકળી ગઈ, તે પાણીના ધોધના અવાજમાં દબાયલી હોવા છતાં, મારા સત્કારની હોય એમ મને લાગ્યું.

મેં પાછળ ફરી નાસી જવા માટે દોટ કાઢી, પરન્તુ તે તરફે ય બહુ દૂર આગળ જઈ શકયો નહિ.

સામેની અંધારી સુરંગને રસ્તે અનેક ચળકતાં હાડપિંજર મારી સામે આવતાં હતાં. એ હાડપિંજરોમાંથી આસમાની રંગના નીકળતા પ્રકાશથી આખો રસ્તો એવો અદ્ભુત જણાતો હતો કે શબ્દોથી તેનું વર્ણન જ ન થાય.

તે વખતની મારી સ્થિતિનું વર્ણન કરવું અત્યંત કઠિન છે. મારી પાછળ પાણીનો મોટો કુંડ હતો,

અને તેની પેલી બાજુ ભયંકર દુશ્મન લી-સોન હતો, અને આગળ ભેદી પ્રકાશવાળાં હાડપિંજરોનું સૈન્ય હતું.

આ ભયંકર પળે જો આ બેમાંથી પસંદ કરવાનો મને સમય હોત તો એ અજાણ્યા પાણીના કુંડ અને લી-સોનનો સામનો કરવાની આફતને જ હું પસંદ કરત, પણ આ ભૂત જેવાં હાડપિંજરથી તો દૂર જ નાસત. પણ તે વખત એવો સમય પણ ન હતો. એ ભેદી હાડપિંજરોનું સૈન્ય તે વખતે બરાબર મારી નજીક આવી પહોંચ્યું હતું.

બાઘો બની જતાં, કશું ન સૂઝવાથી મેં મારી પ્રકાશિકાનું બટન દાબ્યું. તે જ વખતે જાદુની માફક પેલું હાડપિંજરનું સૈન્ય જાણે ગેબ થઈ ગયું અને તેની જગ્યાએ પ્રકાશિકાના અજવાળામાં એક જાતનાં અદ્ભુત માણસોનું ટોળું મને જણાયું. એમના શરીરનાં બધાં હાડકામાંથી અંધારામાં એવો અદ્ભુત પ્રકાશ અત્યાર સુધી નીકળતો હતો. કદમાં તેઓ ઘણા નાનાં હતાં. તેમનામાં ચાર કે સાડાચાર ફૂટથી વધારે ઊંચું કોઇ ન હતું. એવા દશ માણસને તો કદાચ હંફાવી હું ત્યાંથી છટકી શકત. પણ અહીં તો સુરંગનો રસ્તો અને તેની પેલી બાજુ મળીને લગભગ બસો માણસો હતાં. તેમની પાસે હથિયાર નહોતાં એમ પણ ન હતું. કેટલાકના હાથમાં નાના ભાલા તો કેટલાકના હાથમાં તીરકામઠાં જણાતાં હતાં. કેટલાકના હાથમાં ઘડા જેવાં

માટીનાં વાસણો ય હતાં.

મને જોતાંની સાથે જ તે બધાએ મળી એક વિચિત્ર ચિત્કાર કર્યો. આ ઉશ્કેરાયેલા ટોળાને હાથે મારી શી દશા થશે, તે સમજવામાં હવે કશું ય બાકી ન રહ્યું. છતાં બાયલાની માફક તો ન જ મરવું, એવો નિશ્ચય કરી હું તૈયાર થઈને જ ઊભો હતો. જે મારા પર પહેલો હાથ ઉપાડે, તેને ખાલી હાથે પણ પૂરો કરવાનો જ મેં નિશ્ચય કર્યો હતો.

પણ અજબ જેવું તો એ હતું કે ન તો કોઇએ મારા પર હથીઆર ચલાવ્યું કે ન બીજી રીતે હુમલો કર્યો. તેમણે ચારે તરફથી આવી મને ઘેરી લીધો. ઉગામેલા ભાલા અને ચઢાવેલાં તીર જોઇ હું તરત જ સમજી ગયો કે મને મારવા કરતાં કેદ કરવા તેઓ વધુ આતુર હતા. એમના પંજામાંથી હાલ તુરત છૂટવાનાં ફાંફાં મારવાં નકામાં સમજી હું પણ છાનોમાનો જ ઊભો રહ્યો.

મને વચ્ચે રાખી તેઓ આગળ વધ્યા. મને ન સમજાય તેવી ભાષામાં અંદર અંદર વાતો કરતા કુંડની સામે જઇ તેઓ અટકયા. મેં જોયું તો લી-સીન અથવા તેના સાથીદારનું નામનિશાને ત્યાં ન હતું. આફત આવતી જાણીને કે ગમે તે કારણે પણ તે ત્યાંથી પસાર થઇ ગયા હતા !

હું જેમના હાથમાં સપડાયો હતો તેમના સંબંધમાં

વિચાર કરવા જેવી સ્થિતિ અત્યાર સુધી મારા મનની ન હતી. પરન્તુ વિચાર કરતાંય કશું સમજાતું ન હતું. તેમનું વામનના જેવું કદ જોઈ તેમને ડારૂ લોકો જ મેં માની લીધા, પરન્તુ ડારૂ લોકોના હાડકાંમાંથી આવો અદ્‌ભુત પ્રકાશ નીકળતો મેં સાંભળ્યો ન હતો. અને એ પ્રકાશનો અર્થ શો ? અને એ પ્રકાશનો વિચાર કરતાં ખરેખર જ એવું અજબ લાગતું કે મારી આંખનો વિશ્વાસ કરવો કે કેમ તેજ સમજાતું ન હતું ! જાણે બધું ય જાદુ–ઈંદ્રજાળ ! કશોય ખુલાસો થાય તેમ ન હતું.

મારા મનમાં તો થતું કે જાણે હું જાગતાં જ ભયંકર સ્વપ્ન જોઇ રહ્યો છું. તેમણે મને કેદ કર્યો કે તરત જ મેં પ્રકાશિકા ઓલવી નાખી હતી. કોણ જાણે કેમ, પણ તેમણેય મારી પાસેથી એ છીનવી લેવાનો યત્ન ન કર્યો. પ્રકાશિકા ઓલવાઈ જતાં જ પાછી એ બધીય મૂર્તિઓ ચળકતા હાડપિંજરના રૂપમાં ફેરવાઈ ગઈ. અંધારા, અજાણ્યા સુરંગને રસ્તે એવાં આસમાની પ્રકાશ ઝરતાં હાડપિંજરોથી વીંટળાઈ રહેવામાં કેવો ભયંકર અનુભવ થયો હશે તે શી રીતે સમજાવાય ? મને તો એમ જ થતું હતું કે આ સ્થિતિ વધુ વખત ચાલશે તો, મગજ જરૂર ખસી જશે.

કુંડની પાસે ઊભા રહી તેમણે જે કાંઇ કર્યું તે

પણ આશ્ચર્યકારક જ હતું. એ એમની કોઇ પ્રકારની ધર્મક્રિયા હતી તેમાં તો શંકા નહોતી જ. પ્રથમ બધાના મુખમાંથી એક કરૂણ રસનું ગાન સંભળાયું. પછી જેમના હાથમાં માટીનાં વાસણ હતાં તે વારાફરતી પેલા કુંડમાં ઊતર્યાં. પછી તેઓ તે વાસણ ભરી પાછા આવ્યા ત્યારે બધાય એક સાથે જમીન ઉપર સાષ્ટાંગ દંડવત્ કરી પાછા કરૂણ સ્વરથી ગાવા લાગ્યા. પહેલાં તો કશું ન સમજાવાથી હું ઊભો જ રહ્યો. પણ તેમાંના કેટલાક જણે મળી મને એક રીતે જોર કરીને જમીન પર સૂવાડી દીધો.

માથે ઘડાવાળાં એ ચમકતાં હાડપિંજર અમારા ઉપર થઇને સૌથી આગળ ન ગયાં ત્યાં સુધી ન તો કોઇ ઊઠયું કે ન ગાવાનું બંધ થયું.

હવે બધા પાછા ફર્યા. એ સુરંગને રસ્તે ગલી પર ગલી વટાવી તેઓ મને કયાં લઇ જતા હતા તે કશુંય હું સમજી શકતો ન હતો. નિશાબાજની માફક તેમની સાથે જતાં જતાં મને જાણે લાગ્યું કે તેમના શરીરનો પ્રકાશ ધીમે ધીમે આછો થતો જતો હતો. તેનું કારણ પણ તરત સમજાયું. સુરંગનો રસ્તો હવે કોઈ ખુલ્લી જગ્યાએ પહોંચતો હતો. બહારનો પ્રકાશ અંદર આવવાથી હાડપિંજર ધીમે ધીમે અદૃશ્ય થતાં થતાં મનુષ્યાકૃતિમાં ફેરવાઇ ગયાં.

હવે અમે સુરંગમાંથી બહાર નીકળ્યા હતા.

સવારના અજવાળામાં સામે અજાણ્યો પહાડી જંગલી દેશ દેખાતો હતો. અનેક પ્રકારની ઉશ્કેરણી અને અદ્ભુત બનાવોમાં મારી રાત ક્યાં પસાર થઇ ગઇ તેનો મને હજી સુધી ખ્યાલેય આવ્યો ન હતો.

પહાડની બીજી બાજુએ, જ્યાં લાઉ–ચેન પહોંચવા ઈચ્છતો હતો, તેજ આ ડાકુ લોકોનો દેશ હોવામાં હવે મને શંકા ન રહી, પણ મેં આ રીતે અહીં આવી પહોંચવાની તો જરાય ઇચ્છા કરી ન હતી. મારા સંબંધમાં આ લોકોએ શી મસલત કરી હશે તેય જાણતો ન હતો. હાલ તુરત તો તેઓ મને નજીકના એક નાના પહાડ તરફ લઇ જતા હતા. એને પહાડ કહેવા કરતાં પથ્થરનો એક ટેકરો કહેવો વધુ યોગ્ય હતું. મુંબઇના રાજાબાઈ ટાવર કરતાં તે વધુ ઊંચો ન હતો. ત્યાં કેટલાંક ઝુંપડાં દેખાતાં હતાં.

થોડી વાર પછી ત્યાં ઉપર ચઢી જોયું તો વાંસનાં કેટલાંય ઝુંપડાં હારબંધ હતાં. તેમાંના એકમાં મને ધકેલી દેતાં પહેલાં મેં ત્યાંની જગ્યા ચારે તરફ નજર ફેરવી બરાબર જોઈ લીધી હતી. નાસવાનો લાગ ખોળવાનો જ ઉદ્દેશ હતો, પણ ખરેખર ત્યાં એવો લાગ ન હતો. અમે જે તરફ ગયા હતા, તે તરફ ઢોળાવ હોવા છતાંય પાછલી બાજુએ ઘણે દૂર સુધી પર્વત ભેખડની માફક સીધો ઊભો હતો. મારી ઓરડી પણ બરાબર એવી ભેખડની ધાર પર હતી. ડાકુ લોકોનો

પહેરો માત્ર આગળની બાજુએજ હોવા છતાં, પાછલી બાજુએથી નાસવાની જરાય આશા ન હતી.

એ ઓરડીનું છાપરૂં છાયેલું અને દીવાલ વાંસની ચીપોની હતી. વચ્ચે વચ્ચે ફાટો હતી. એ ફાટોમાંથી જોઈ શકાતું હતું કે મારી બાજુની ઓરડીમાં કેટલાય માણસો પડયા હતા. તેઓ ડારૂ જાતનાજ હતા. પરન્તુ તેમાંના ઘણાની સ્થિતિ જોતાં જણાતું હતું કે તેઓ દુબળા બની જઈ લગભગ મોતના જડબામાંજ ઊભા હતા. તેમાંનાં ઘણાંમાં તો ઊઠવાનીએ શક્તિ પણ ન હતી. ઘણા તો ભોંય પર પડી ઉંહકારા કરતા હતા.

પણ તેઓ મારા જેવા કેદી હોય એમ મને લાગ્યું નહિ. ડારૂઓ માનસહ ત્યાં આવી તેમને સાષ્ટાંગ પ્રણામ કરતા હતા. આ કશો ભેદ ન સમજાવાથી એક પ્રકારના અજાણ્યા ભયથી મારૂં શરીર અવશ બનતું જતું હતું. સુરંગમાંનાં ચમકતાં હાડપિંજરથી માંડીને આ લોકોનો અત્યાર સુધીનો અદ્‌ભુત આચાર અને વ્યવહાર એ એક ન સમજાય એવું રહસ્યજ લાગતું. તેઓ મારૂં શું કરશે તેનીય ખબર ન હતી, છતાં મને એમ થતું કે એના કરતાં તો મૃત્યુય સારૂં.

એ ભય વધવાનું ય વળી એક કારણ હતું. કેટલીય વાર હું ઓરડીમાં પડી રહ્યો, પછી એક જણ કેટલાક માણસોને લઇને વાંસનું બારણું ખસેડી અંદર આવ્યો. સાધારણ ડારૂ લોકો કરતાં તે ઘણો લાંબો પહોળો

હતો. ડારૂ લોકોની વચ્ચે તેને દૈત્ય કહેવો એ ઠીક ગણાય. પણ તેથી ભય થાય, તે કરતાં તો તેના ચહેરાથી ભય વધુ થતો હતો. અહીંના ડારૂ લોકોમાંના ઘણાને મોઢે રંગ ચોપડેલો હતો. પરંતુ રંગથી માણસનું મોઢું કેટલું ભયંકર બની શકે છે તે તો આ દૈત્યનું મોઢું જોયા વિના સમજાય તેમ ન હતું. તે મારી પાસે આવી કેટલીક વાર મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી તાકી રહ્યો. ત્યાર પછી એકાએક મને જોરથી ખેંચી ઊભો કરી દીધો. તે વખતે તેના રંગવાળા વિચિત્ર મોઢા ઉપર જોરથી મુક્કી મારવાની થએલી ઈચ્છાને હું કેવી રીતે દબાવી શકયો તે હું જ કહી શકતો નથી !

માત્ર મને ઊભો કરીનેજ તે ન અટકયો, પણ અત્યાર સુધી કોઈએ નહોતું કર્યું તે તે કરી બેઠો. મારા હાથમાંની પ્રકાશિકા ખેંચી લઇ તેણે મને જોરથી ધકકો માર્યો. એકાએક ધકકો વાગવાથી હું પડી ગયો. હું ઊઠી જોરથી તેના તરફ ધસવા જાઉં તે પહેલાં તો બધા સાથે બહાર નીકળી જઇ તેણે બારણું બંધ કરી દીધું. એનું તે વખતનું હાસ્ય જીંદગીમાં ન ભૂલાય તેવું હતું. એ હાસ્ય ભયંકર હતું કે નહિ તે હું કહી શકતો નથી, પણ તે વખતે તો મને એમજ થયું કે આવું અજબ હાસ્ય માણસના કંઠમાંથી નીકળી જ શકે નહિ.

ત્યાર પછી પણ ઘણી વાર એને મેં મારી ઓરડી

આગળથી મારા તરફ જોતો જોતો અને આવજાવ કરતો તે દિવસે જોયો. પણ હું સમજી શક્યો ન હતો કે તે દિવસે મારા નસીબ ઉપર એની કેટલી સત્તા હતી!

એ સમજાયું રાત પડયા પછી. આખા દિવસની ભૂખથી મારૂં માથું ભમી જતું હતું. મેં જોયું તો મારી આજુબાજુની કોઈ ઓરડીમાં એક પણ માણસ ન હતો. માત્ર ચમકતાં હાડપિંજરો જ પડયાં હતાં. સુરંગમાં જે હાડપિંજર જોયાં હતાં તેમના કરતાંય આ હાડ-પિંજરો ઘણાં તેજસ્વી હતાં. એટલું પ્રખર એ તેજ હતું કે જાણે ધગધગતા પોલાદમાંથી તે તૈયાર ન કર્યું હોય !

બહાર અંધારામાં અનેક માણસોનો ઘોંઘાટ સંભળાતો હતો. થોડી વાર પછી ત્યાં એક મશાલ સળગાવેલી જણાઇ. તેમાં અજવાળામાં પહાડના ભેખડ જેવી ધાર ઉપર એક મોટો થાંભલો દાટેલો જણાયો. તેની સામે એ:ટલા જેવી ઊંચી જગ્યા ઉપર મશાલના અજવાળામાં કેટલાક ડારૂ લોકો જણાયા. તેમનાથી જરા દૂર, પણ તેમની ચારે તરફ, અસંખ્ય ડારૂ લોકો ઊભા હતા. મશાલના આછા અજવાળામાં તે બધા ચમત્કારિક જણાતા હતા.

કોઇ ભયંકર ક્રૂર કાર્ય માટે બધી તૈયારી હતી એ સમજતાં વાર લાગે તેમ ન હતું. જ્યાં તેમાંના ઘણા જણાએ ઉગામેલે ભાલે મારી પાસે આવી મને ચારે

તરફ ઘેરી લઇ જઇ એ ઓટલા પર ઊભો કર્યો, ત્યારે સમજાઇ ગયું કે એ ક્રૂર કાર્યનું મુખ્ય પાત્ર હું જ હતો!

પણ એ કેવું કાર્ય? પશુબલિનું લાકડું કે ખાડુંય નહિ, તેમ ઊકળતા તેલની કડાઈએ ય નહિ. સાધારણ રીતે અસભ્ય લોકો જેવાં સાધનો વાપરે છે તેમાંનું કશું ય નહિ!

ઓટલા ઉપર એક ખોભણમાં મશાલ ખોસેલી હતી. એક ઘડો પાણી વિના એ ઓટલા ઉપર બીજું કાંઇ જ ન હતું. ઓટલાની પાછળ પહાડની ઊભી ધાર અને સામેની બાજુએ ડારૂઓના પેલા રંગીન મોઢાવાળા દૈત્ય વિના, ડરવા જેવું મને બીજું કશું ય જણાયું નહિ. ડારૂઓના પેલા દૈત્યની નજર તે વખત પણ વિલક્ષણ ભાવે મારા તરફ વારંવાર ફરતી હું અનુભવતો હતો. એ નજર ન સમજાય તેવી, ભેદી હતી. આ બધાની શી મતલબ હતી તે સમજાતું નહિ. મને આ ઊભા પહાડ પરથી ગબડાવી દેવાની તેમની ઇચ્છા હશે? શું તેમના નરબલિની એ રીત હશે? પણ મારે વધુ વખત વિમાસણમાં રહેવું ન પડયું. ક્રિયા શરૂ થઈ ગઇ. પાછળના થાંભલાને અઢેલીને મને ઊભો રાખી દુબળા–સુકલા ડારૂઓ એક પ્રકારનો શબ્દ ઉચ્ચારતા ઉચ્ચારતા મારા પગ આગળ વાંકા વળી ઘુંટણીએ પડયા. તેજ સાથે ચારે તરફ અસંખ્ય ડારૂ લોકો પણ રડતે સૂરે એક

પ્રકારનું ગાન કરવા લાગ્યા.

હવે હું કંઇક કંઈક સમજવા લાગ્યો. જેમ બકરાનો ભોગ આપતા પહેલાં તેની પૂજા કરે છે, તેમ તેઓ મને પૂજતા હતા. બીકથી મેં એક વાર પાછળની ખાઈ તરફ તથા આગળના પેલા ડારૂ દૈત્ય તરફ નજર કરી. મારી પાસેજ જાણે મારા પર પહેરો રાખતો હોય તેમ જ તે ઊભો હતો. એ મોઢા ઉપર કશો ભાવ ન હતો. હતી માત્ર ભડકતી પૈશાચિકતા.

પરંતુ મને પકડી પહાડ ઉપરથી ગબડાવી દેવાનું તો કોઇ લક્ષણ જણાયું નહિ. થોડી વારમાં ગાન બંધ થતાં જ લાકડાની એક વાડકી જેવા એક વાસણમાં એક બુઢ્ઢો ડારૂ ઘડામાંથી પાણી લઇ માનસહિત મારી પાસે આવ્યો. બધા ય ડારૂ લોકોએ તે વખતે સાષ્ટાંગ કરતાં બીજા પ્રકારનું ગાન શરૂ કર્યું.

આ ક્રિયાનું પરિણામ ગમે તે હોય, પણ આમાં મને જરાય હરકત જેવું ન જણાયું. આખા દિવસના નિર્જલ અપવાસ અને બીકથી મારૂં ગળું સૂકાઇને લાકડા જેવું થઇ ગયું હતું. ઉપકાર માનમાં મેં એ પાણી લેવા હાથ લંબાવ્યો. અને બીજી જ પળે ન મનાય એવી ઘટના બની ગઇ!

પાણીનું વાસણ હું મોઢે માંડવા જાઉં છું ત્યાં તો પેલા ડારૂ દૈત્યની એક ભયંકર ઓચિંતી થપ્પડથી મારા હાથમાંનું વાસણ કયાંય જઇને પડયું! હું આશ્ચર્યથી

મોઢું ઊંચું કરવા જાઉં તે પહેલાં તો ઓટલા ઉપરથી મશાલ લઈ તેણે પહાડની બીજી બાજુએ જોરથી ફેંકી દીધી. મશાલનું અજવાળું ગુમ થતાંજ અંધકાર છવાઇ ગયો. ચારે તરફ અસંખ્ય ચમકતાં હાડપિંજરોનો પ્રકાશ!

એ ભયંકર અંધકારની ભયંકર ક્ષણે સ્પષ્ટ ગુજરાતી ભાષામાં હું સાંભળી શક્યો: "જલદી દોરડું પકડી પહાડની પેલી ભેખડ જેવી બાજુએ ઊતરી પડ. પાછળને થાંભલે દોરડું બાંધેલું છે."



# બાર

એ ભાષા અને એ સ્વર એટલાં બધાં અણધાર્યાં હતાં કે હું તો મૂઢ બનીને પથ્થર માફક ત્યાં જ ઊભો રહ્યો. ગઇ રાતના બનાવોથી મગજ ગુંચવાયલું અને ભ્રમિત જેવું તો હતું, અને તેમાં આ ભાષા ને આ સ્વરે તો જાણે બધું ય ઊથલપાથલ કરી નાંખ્યું. ઘટના એટલી બધી અદ્ભુત હતી કે એ શબ્દોનો સાદો અર્થ પણ જાણે મારા મગજમાં ઉતરતો ન હતો.

બીજી ક્ષણે જ પાછો ધમકીભર્યો અવાજ સંભળાયોઃ “એમ બાઘાની માફક ઊભા રહેવાનો વખત નથી. જલદી નીચે ઊતરી જા.”

હવે મારામાં જડતા ન રહી. ખરેખર, વખત બહુ જ ટૂંકો હતો. નાસી છૂટવાનો આવો લાગ મળવા છતાંય ગુમાવ્યા જેવું હતું. વીજળી લાગવાથી ચમકાય એમ ચમકી, મેં નીચા પડી થાંભલાના મૂળ આગળ

હાથ ફેરવ્યો. ત્યાં એક મોટું જાડું દોરડું મજબૂત રીતે બાંધેલું હતું. એ દોરડા દ્વારા પહાડની નીચે લટકી પડવું માત્ર ત્રણ જ પળનું કામ હતું. દોરડું જોઇએ એટલું લાંબુ હોય, તો એ પહાડી ભેખડ હું ઉતરી શકું એમાં કશો શક ન હતો.

પરંતુ દોરડું પકડી પહાડ પર પગ ટેકવી ઉતરતાં ઉતરતાં, હું એકાએક અટકી ગયો.

એટલામાં તો ઉપરના ભાગમાં બૂમાબૂમ અને ધાંધલ શરૂ થઇ ગઇ હતી. ભેગા થયેલા લોકો આશ્ચર્યને દૂર કરી શું બની ગયું તે સમજવા યત્ન કરતા હતા.

હું બૂમ પાડીને બોલ્યો: "મામાસાહેબ! તમે શું કરશો ?"

અંધકારમાં મામાસાહેબનો જ સ્વર સાંભળ્યો હતો તેમાં મને જરા પણ શંકા ન હતી. ગળાના અવાજમાં કદાચ ભૂલ થાય પણ આ અજાણ્યા દારૂ દેશમાં ગુજરાતી ભાષા તો કોઇ પણ ન બોલી શકે એમાં તો શંકા જ ન હતી.

ચારે તરફના ઉશ્કેરાયલા ઘોંઘાટમાં મામાસાહેબનો કંઠ પાછો સંભળાયો: "વાર કરીને બધી બાજી બગાડી નાખી, મૂર્ખ! મારે માટે ફિકર કરવાનો આ જ વખત મળ્યો ? હું તારી પાછળ જ આવું છું. તું જલ્દી ઉતરી જા."

ઠપકો સાંભળ્યાં પછી તો ઢીલ કરવાનું સાહસ હું

કરી ન જ શકયો. દોરડું પકડી પહાડે પગ ટેકવતો ટેકવતો જેટલી બને તેટલી ઝડપથી હું નીચે ઉતરવા મંડયો. પરંતુ મારૂં મન જરાય માનતું ન હતું.

પેલા ઉશ્કેરાયલા દારૂઓ વચ્ચે મામાસાહેબ કેવી આફતમાં હતા તે મારાથી અજાણ્યું ન હતું. એ લોકોના હાથમાંથી છટકી તેઓ નીચે ઉતરી આવી શકશે કે નહિ, કોને ખબર? એ અવસ્થામાં માત્ર પોતાનો જ જીવ બચાવવા નીચે ઉતરી જવાનું મારૂં મન જરાય કબૂલ કરતું ન હતું.

નછૂટકે ઉતરતાં ઉતરતાં, એકાએક બંદૂકનો અવાજ સાંભળી, હું સ્તબ્ધ બની ગયો! સદ્ભાગ્યે હું બચી ગયો. નહિ તો તે વખતે મારા હાથમાંથી છટકત અને હું નીચે પછડાત.

કોઈ પણ રીતે હાથ સ્થિર કરી લીધા છતાં હું નીચે ઉતરી ન શકયો. જયારે ગોળી છોડવી પડી, ત્યારે ઉપર કેટલી અને કેવી આફત હશે તે કોણ જાણે છે? મામાસાહેબ એકલા એટલા બધા દારૂઓ સામે શું કરી શકશે? એ બધા મળી એમને ધક્કો મારી પહાડ ઉપરથી ગબડાવી પણ દે! તો?

આ ખ્યાલ આવતાં જ નીચે ઉતરવું મારે માટે અશકય થઇ પડયું. હું પોતે પણ હથીઆર વગરનો હતો. એ દશામાં, ખાલી હાથે, મામાસાહેબને કશીય મદદ ન કરી શકાય એ જાણવા છતાં ઉપર પાછા

ચઢયા વિના મારાથી રહેવાયું નહિ.

પરંતુ મારે વધારે ઉપર ચઢવું પડયું નહિ. એકાએક દોરડું જોરથી હાલતું જણાયું અને ત્યાર પછી અચબુચ પ્રકાશિકાના તેજમાં મારી આંખો ઝંખવાઇ ગઇ.

મામાસાહેબ ઉપરથી બૂમ પાડી બોલ્યા: “આ શું? હજી આટલું જ ઉતર્યો છે? ઝડપ કર, ખૂબ ઝડપ કર, હું આવું છું.”

પ્રકાશિકા ઓલવી મામાસાહેબે ઉતરવું શરૂ કર્યું. પણ તે મારી પાસે ન આવ્યા ત્યાં સુધી હું ત્યાં જ થોભ્યો હતો.

મામાસાહેબ મારી પાસે આવી મને વઢવા જાય તે પહેલાં જ હું બોલ્યો: “કશું ય બોલશો ના, મામાસાહેબ! તમને આફતમાં પડતા મૂકી એકલું નાસી છૂટવું મારે માટે અશકય જ હતું. બચીશું તો બંને. પહાડ ઉપરથી પડીને મરવું પડશે તોય બંને. જીવવું મરવું સાથે..”

“વારૂ, ખૂબ શાબાશી આપું છું. ઝડપથી ચાલ.”

પછી અમારે કેટલીય વાર સુધી કંઇ વાતચીત થઇ નહિ.

બેય જણ પહાડ પર બને તેટલી સાવચેતીથી પગ ટેકવતા ટેકવતા ઉતરવા લાગ્યા. આમ ઉતરવું તે કાંઇ લાડવો ખાવાનો ન હતો. એ ઊભી પથ્થરની ભેખડ

ક્યાં સુધી નીચે ગઈ હશે તેની કોને ખબર? હવે તો પગ ટેકવવાનો લાગ પણ મળતો ન હતો. હાથ ઉપર બેહદ ભાર આવતો હતો. જાડા ઘાસના દોરડાથી હાથની ચામડી તો જાણે છોલાઇ જતી હતી. જેમ જેમ ઉતરતો જતો હતો, તેમ તેમ મનમાં થતું હતું કે જાણે હમણાં જ મૂઆ!

ચારે તરફ ઘોર અંધકાર હતો. અલબત્ત! એથી એક જાતની સગવડ થઈ હતી. ઉપરના દારૂઓ અમને જોઇ શક્તા ન હતા. પરંતુ પહાડ ઉપરથી કેવી દશામાં અધ્ધર કયાં લટકીએ છીએ, તે ન સમજવાથી મનમાં ભયંકર અશાન્તિ હતી.

ઉપર પહાડની ધાર આગળ ખૂબ જ ઘોંઘાટ થતો હતો. એકાએક અમારૂં દોરડું ખૂબ જોરથી હાલી ઊઠ્યું.

અટકી પડીને બીધેલા અવાજે મેં કહ્યું: "એ શું?"

મામાસાહેબ શાન્ત સ્વરે બોલ્યા: "અટકીશ ના, પેલાઓએ દોરડાની વાત હવે જાણી જણાય છે."

આ દશામાં પણ મામાસાહેબને આટલા શાન્ત જોઇ હું તો મૂઢ જ બની ગયો. હું ઉતરતાં ઉતરતાં બોલ્યો: "ત્યારે હવે ઉપાય?"

"ઉપાયમાં હજી જોરથી હાથ ચલાવવાના."

પણ હાથ તો હવે ચાલતા ન હતા. મનમાં તો લાગતું હતું કે જાણે દોરડું હાથમાં જ પેસી ગયું છે.

બેય હાથ જડ જેવા થઈ જઇ જાણે હવે શરીરનો ભાર વહેવા ના પાડતા હતા!

મામાસાહેબે એકાએક એ સ્થિતિમાં પ્રકાશિકાનું તેજ ઉપરની તરફ ફેંક્યું. પહાડની કોર ઉપર કેટલાય દારૂઓ નીચા વળી અમને જોવાની કોશીષ કરતા હતા. પ્રકાશિકાનું અજવાળું જોતાં જ તેઓ બૂમ પાડી ઊઠયા. પણ એ બૂમ કરતાં, તેમનું કાર્ય જોઇને મારૂં શરીર ઠંડુ બરફ જેવું થઈ ગયું!

હું બીને ઉશ્કેરાટથી બોલ્યોઃ "મામાસાહેબ, એ લોકો શું કરે છે તે તમે જાણો છો?"

"શું કરે છે?"

"આપણું દોરડું કાપે છે."

પ્રકાશિકા ઓલવી ખૂબ જ શાન્ત સ્વરે મામાસાહેબ બોલ્યાઃ "કાપવા દે. કશી બીક નથી."

"બીક નથી?" હું તો ઉશ્કેરાઈ ગયો. મેં કહ્યુંઃ "હાસ્તો. બીક શી છે! આખું શરીર ટૂકડા ટૂકડા થઇ જશે એજ ને! એના કરતાં તો ત્યાં ઊભા ઊભા આબરૂભેર લડતા લડતા મરત તે સારૂં હતું!"

પરંતુ મામાસાહેબ તો ભારે શાન્ત હતા. તે બોલ્યાઃ "ના. મરવાનું નથી. આપણે નીચે નહિ પહોંચીએ, ત્યાં સુધી એ દોરડું કપાઇ નીચે પડવાનું જ નથી. જરા હાથ ચલાવ."

હાથ ચલાવ્યા વિના બીજું કરવાનુંય શું હતું?

છતાં મેં તો આશા જ મૂકી દીધી હતી. મામાસાહેબની શાન્તિથી હું તો અકળાઇ રહ્યો હતો. હું બોલ્યોઃ "પહેલું નહિ કપાઈ પડે એ જાણ્યું શી રીતે? એમની છરીઓ શું બુઠ્ઠી છે?"

"ના. બુઠ્ઠી નથી. પણ છરી લાવે છે મોંગપો."

"મોંગપો?"

"હા. મોંગપો ઉંચાઇમાં તે લગભગ દારૂ લોકો જેટલો જ છે એટલે ઓળખાઇ જવો મુશ્કેલ છે. એ મારી સાથે પહેલેથી જ હતો."

મારા મોઢામાંથી અસ્ફુટ સ્વરે નીકળી ગયુંઃ "પણ મોંગપો દોરડું શા માટે કાપે છે?"

મામાસાહેબ ટુંકમાં જ બોલ્યાઃ "મૂરખા! મોંગપો ના કાપત તો એમનામાંનો બીજો કોઇ કાપત ને?"

બરાબર વખતસર મોંગપો શી રીતે ત્યાં ફૂટી નીકળ્યો, તે રાત પછી મામાસાહેબનું શું થયું હતું, અને તેઓ પણ અહીં શી રીતે આવી પહોંચ્યા વગેરે બીના જાણવા એટલું બધું કુતુહલ થતું હતું કે તેનું વર્ણન કરવું જ મુશ્કેલ છે. એ બધી બીના સ્વપ્ના જેવી જ લાગતી હતી. ખરી તરીકે મનાતી જ ન હતી!

પણ કુતુહલનિવારણ કરવાનો એ વખત ન હતો. હાથ તો છોલાઇને લોહીવાળા થઈ ગયા હતા. ખભા તો તૂટી પડતા હતા. તેમાં વળી આખો દિવસ ખાધેલું નહિ, એટલે થાકનું તો પૂછવું જ શું? આમ કેટલી વાર

દોરડું પકડી ઉતરવાની શકિત શરીરમાં રહેશે તે ય સમજાતું ન હતું. ઉપર મોંગપો ચાલાકી વાપરી હારૂ લોકોને કયાં સુધી રોકી શકશે તે કોણ કહી શકે તેમ હતું ? મને તો લાગ્યું કે આટલું કરવા છતાં બચવાનો રસ્તો ન હતો. હાથ કમજોર થતા જતા હતા. દોરડું જાણે હવે હાથમાંથી સરકી જતું હતું.

એ નિરાશા શબ્દો દ્વારા આપોઆપ જ બહાર નીકળી ગઇ: "હવે તો શકિત નથી, મામાસાહેબ ! હવે હાથ ચાલતા નથી."

તે વખતના મામાસાહેબના જવાબે તો મને સ્તબ્ધ જ બનાવી દીધો ! તેમણે કહ્યું: " ના ચાલતા હોય, તો દોરડું છોડી દે."

જીવની માયા કાંઈ જેવી તેવી નથી. ખરેખર, હું તે વખતે જીવસટોસટ થઇને દોરડું પકડી રાખવા યત્ન કરતો હતો. મેં આશ્ચર્ય પામી પૂછ્યું: " છોડી દઉં ? વાહ, તમેય ખરા છો તો ! શું મારા શરીરના ભૂક્કા ઉડાડવા જ તમે ઈચ્છો છો ?"

" ના રે ના. ભૂક્કા નહિ થાય. હવે તો માત્ર ત્રણેક હાથ જ બાકી છે. હું ગણતો ગણતો આવું છું. તું સ્હેજમાં દોરડું છોડી જમીન ઉપર પહોંચી જઇશ."

મામાસાહેબની વાત પૂરી થતાં પહેલાં તો હું હાથ છોડી એક પથ્થર ઉપર પડયો હતો. વાગ્યું તો ખરૂં; પણ જમીન પર પહોંચવાના અને હાથનું દુઃખ

ઓછું થવાના આનંદ આગળ એ વાગેલું કશા હિસાબમાં ન હતું.

મામાસાહેબે પણ અંધારામાં ત્યાં આવી, જોરથી દોરડું હલાવ્યું. થોડી જ વારમાં ઉપરથી કપાઇને એ દોરડું ધબ દઇને પડયું. જો થોડી વાર પહેલાં જ દોરડું કપાઇ પડયું હોત તો અમે કદાચ આ દુનિયામાં ન હોત !

એટલામાં તો ઉપર દારૂઓએ કેટલીક મશાલો સળગાવી દીધી હતી. દોરડું કપાયા પછી અમારી કેવી દશા થઇ તે જોવા તેઓ પહાડની કોર પર મશાલો લાવી નીચા પડી જોતા હતા. પણ તેમને કશું જણાય તેમ ન હતું. એમની મશાલનું અજવાળું એ ભયંકર અંધકારમાં ક્યાં સુધી પહોંચે ?

આથી કાંઇક આશ્વાસન પામી, આ દારૂણ પરીક્ષા પછી થોડી વાર આરામ કરવાનો હું વિચાર કરતો હતો. કારણ હાલ તુરત તો દારૂ લોકો અમને કશું નુકસાન પહોંચાડી શકે તેમ ન હતું. તો પછી જરા થાક ખાવામાં હરકત શી ? ખાસ કરીને તો મનમાં જે કેટલાક સવાલો ઘોળાયા કરતા હતા, તેનો જવાબ ન મળે ત્યાં સુધી સ્થિરતા થઇ શકે તેમ ન હતું.

પરન્તુ મામાસાહેબે મને તે વખત પણ ન આપ્યો. પહાડની કોરણ પર મશાલનું અજવાળું જોતાં જ તેમણે મારો હાથ ઝાલી જોરથી નાસવા માંડ્યું.

અંધકારમાં પહાડના ઊંચાનીચા પથ્થર ઉપર થઈને ઉતાવળે નીચે ઉતરતા જવું અને નાસતા જવું એ કંઇ રમત વાત ન હતી. હું વાંધો ઉઠાવવા જતો હતો, એટલામાં તો મામાસાહેબ માત્ર અમસ્તા નાસવા નહોતા ઇચ્છતા તેની ખાત્રી થઇ ગઇ. જે પથ્થર ઉપર અમે ઊભા હતા તેના ઉપર નાના મોટા પથરા ઉપરથી પડવા લાગ્યા. મામાસાહેબની સમયસૂચક બુદ્ધિને આધારે અમે આઘા ખસી ગયા, તેજ અમારૂં નસીબ હતું. નહિ તો માથા ઉપર એક બે પથ્થર પડતાંજ અમારો લોચોપીંડો થાત.

અત્યાર સુધી દારૂ લોકોએ એ ઉપાય કેમ નહિ લીધો હોય તેની ખબર ન પડી. જો એ ઉપાય લીધો હોત તો મોંગપોની ગમે તેટલી ચાલાકી હોવા છતાં અમારાથી દોરડું ઝાલી નીચે ઉતરી ન જ શકાત. કદાચ દોરડું કાપી નાખી અમને પૂરા કરવાનો પ્રથમ એમનો ઇરાદો હશે અને તેથી બીજો ઉપાય નહિ સૂઝયો હોય.

ઊંચાનીચા આડાઅવળા, પથ્થર ઉપર થઈને, ચાલવાનું હતું. અંધારામાં પ્રકાશિકા પણ કામ લાગે તેમ ન હતું, કારણ એમ કરવા જતાં અમે કયાં છીએ તે દારૂ લોકો જાણી જાય.

કેટલીય વાર પછી મામાસાહેબ જ્યારે થોભ્યા ત્યારે વારંવાર ઠોકરો ખાઇને પડવાથી શરીર છોલાઈ ગયું હતું. અમારો સાસ હળવો થતાં કંઈ થોડી વાર

ન લાગી. આમ અમે બે એકાએક મળ્યા અને કંઈક સુરક્ષિત જગ્યાએ આવવા છતાંય હું મામાસાહેબને બે વાતો પૂછી ન શકયો.

પ્રથમ જ મામાસાહેબ બોલ્યા: "હવે આપણે છૂટા પડવાની જરૂર છે."

હું આશ્ચર્ય પામવા કરતાં ખિન્ન વધારે થયો. મેં પૂછયું: "કેમ ?"

મામાસાહેબ જરા જોરથી બોલ્યા: "અત્યારે ખુલાસો કરવાનો સમય નથી. જેમ કહું છું તેમ કર."

છતાં મેં હઠ કરવાથી, મામાસાહેબે મને સમજાવીને જે કહ્યું, તે યોગ્ય હોવા છતાં તેથી મારૂં મન માન્યું નહિ. મામાસાહેબને મોંગપોની રાહ જોવાની હતી. કારણ એ બન્ને જણા અહીંના પ્રવેશથી જાણીતા હતા. તેઓ જુદા પડીને પણ કોઇ રીતે દારૂ લોકોને હાથતાળી આપી શકે તેમ હતું. પરંતુ હું સાથે હોઉં તો આફતમાં પડવું પડે. તેથી મને અગાઉથી સહીસલામત જગ્યાએ મોકલી દેવા તે ઇચ્છતા હતા. હજી દારૂ લોકો અમને શોધવા ચારે તરફ છૂટયા ન હતા. અને એ અંધારામાં મને ચાલ્યા જવાનો લાગ હતો.

બધી વાત સાંભળીને હું બોલ્યો: "એ તો જાણે સમજ્યા. પણ જાઉં શી રીતે ? આ ભાગ તો તદ્દન અજાણ્યો છે. અને એ તો તમેય કહો છો !"

"જ્યાં જવાનું કહું છું, તે જગ્યા તો તું જાણેજ છે."

"હું જાણું છું ?"

"હા. જે સુરંગમાંથી દારૂ લોકો સાથે નીકળ્યો હતો તે યાદ છે ને ?"

"પાછો ત્યાં શા માટે ?"

"ત્યાં જ અમારો અડ્ડો છે." એમ કહી એ સુરંગના વાંકાચુંકા રસ્તા પરના એક છુપી ગુફા જેવા સ્થાનની નિશાની મામાસાહેબે આપી.

ઘણુંય પૂછવાનું હતું. પરંતુ મામાસાહેબ સાંભળે તેમ ન હતું. એમણે આપેલી પ્રકાશિકા લઈ ખિન્ન ચિત્તે મારે આગળ જવું પડયું.

જ્યાં સહીસલામતી જાણી મામાસાહેબે મને મોકલ્યો, ત્યાં કેવી આફત રાહ જોઈ રહી હતી તેની મામાસાહેબને શી ખબર ? !



# તેર

મામાસાહેબે એક વાત બરાબર કહી હતી. મોટો પર્વત ખોળવો બહુ મુશ્કેલ નહિ જ. મામાસાહેબે જે નિશાની આપી હતી, તે પ્રમાણે એકાદ કલાક ચાલ્યા બાદ એ સુરંગના મોઢા આગળ આવતાંજ, કોણ જાણે કેમ, પણ અટકીને ઊભુંજ રહેવું પડ્યું. હું ઘણુંય જોર કરૂં, પણ મન માને જ નહિ. મનમાં જાણે એક જાતની ઝમઝમાટી થવા લાગી. એક જ રાત માટે પણ આ પહાડમાં જે બધી અદ્‌ભુત ઘટનાનો હું ભોગ બન્યો હતો તે ભૂલવી સહેલ ન હતી. એ બધી સુરંગો મને તો ભેદભરી જ લાગતી હતી.

છેવટે અંદર દાખલ થવું પડ્યું. અત્યાર સુધી બહારની ખુલ્લી જગ્યામાં હતો તેથી મેં પ્રકાશિકા વાપરી ન હતી; પણ હવે સુરંગમાં દાખલ થતાં જ મારે તે સળગાવવી પડી. મામાસાહેબની નિશાની મુજબ મારે ક્યારે આગળ જવાનું ન હતું. તેમણે કહ્યું હતું કે

સુરંગમાં અમુક રસ્તે વળ્યા પછી પથ્થરની દીવાલમાં એક ફાટ દેખાશે. એ ફાટની એક બાજુએ જરા દબાણ કર્યાથી બારણા માફક એક દરવાજો ઉઘડી જશે. ત્યાં તેમનું રહેઠાણ હતું.

ચ્હાય તો મનની અસ્વસ્થ દશાને લીધે હો, યા મામાસાહેબના કહેવામાં કંઇ ભૂલ થઇ હો, પણ અડધો કલાક ખોળી ખોળી હેરાન થવા છતાં મને તે ફાટ જડી નહિ. જેમ જેમ વાર થતી હતી તેમ તેમ ધીરજ પણ ખૂટતી હતી. સુરંગની ગલી ગલીએ ફરવાથી બહાર નીકળવાનો રસ્તો પણ હું ભૂલી ગયો હતો. આ પહાડની પેલી રાતની વાત યાદ આવતાં, થાકથી નહિ પણ બીકથી, એ ઠંડી રાત્રે પણ મારા કપાળ ઉપર પરસેવો વળી ગયો. મારી બીક ખોટીયે ન હતી. હવે શું કરવું એ વિચાર કરતો હું એક બે બાજુઓ તરફ જતી સુરંગના મોઢા આગળ ઊભો, એટલામાં તો હું ચમકયો અને મેં પ્રકાશિકા બંધ કરી દીધી. સુરંગમાં કોઈનાં પગલાંનો સ્પષ્ટ અવાજ મારે કાને પડયો.

મેં બત્તી બુઝાવી કે પેલો અવાજ બંધ પડી ગયો. પણ તેથી કાંઇ શાન્તિ વળે ? એ આવનાર માણસ હોય કે પશુ હોય, પણ મારી હાજરીની તેને ખબર પડી ગઇ છે, અને તેણે નાસી જવાનો ય પ્રયત્ન કર્યો નથી એ વાત તો તેનાં પગલાંનો અવાજ બંધ થવાથી હું

તરત જ સમજી ગયો.

બહુ જ સાવચેતીથી દબાયલે પગલે અને રૂંધાયલે શ્વાસે, જે તરફથી અવાજ આવતો હતો તેનાથી ઉલટી દિશામાં અવાજ કર્યા વિના જતા રહેવાની મેં કોશિષ કરી. ભૂખ અને થાકને લીધે કોઇની ય સાથે સામે મોઢે લઢવાની મારામાં તાકાત કે હિમ્મત ન હતી, એ વાત વગર શરમે મારે કબૂલ કરવી જોઇએ. તે વખત માત્ર નાસી છૂટવાનો જ મારો હેતુ હતો.

પરન્તુ હું જરા હાલ્યો કે મને લાગ્યું કે અંધકારમાં બીજું પણ કોઈ હાલે છે. એ સુરંગમાં મારો પીછો પકડનાર કોઈ મારો પરમ મિત્ર તો ન હોતો જ એમાં શંકા શી ?

પણ એ કોણ હશે ? દારૂ લોકોમાંનું કોઇ હોત તો તો અંધારામાંય તે જણાઇ આવત. છતાં બધા દારૂ લોકોના શરીરમાંથી પ્રકાશ નીકળતો ન હતો. કોઇ સાદા પણ હતા. તેથી મારો પીછો પકડનાર કોઇ સદા સાદો સીધો દારૂ પણ હોય. કદાચ એવા દુબળા દારૂને તો હંફાવી શકું. પરંતુ તે દારૂજ હશે તેની શી ખાત્રી ? તેથી આગળ જવું મને ઠીક ન લાગ્યું.

ઘટના ધીમે ધીમે શિકાર અને શિકારીના જેવી થઇ પડી. હું અંધારામાં તેને દૂર રાખવા પ્રયત્ન કરતો હતો અને તે પણ જાણે મને સપડાવવાનો લાગ ખોળતો હતો !

સુરંગમાં પગલાંનો અવાજ પણ હર વખતે બરા-બર સમજી શકાતો ન હતો. અને તેથી મને લાભ અને હાનિ બેય હતાં. મેં જેમ તે ક્યાં છે તે સમજવામાં ભૂલ કરી હતી, તેમ હું ક્યાં હતો તે તે પણ સમજી શકયો ન હતો.

પણ આમ સંતાકૂકડી ક્યાં સુધી ચલાવાય ? હું છેવટ નિરાશ થઈને મરણીઓ બન્યો. પ્રકાશિકા અણુચિંતવી દાબી એક વાર રસ્તો જોઇ લઈ દોટ મૂકવાનો વિચાર કરૂં છું, તે વખતે કોઈ જોરથી મારા શરીર પર તૂટી પડ્યું.

પણ અંધારામાં તે જરા ચૂકી ગયો. હું પહેલાં પડી તો ગયો. પરંતુ ઝડપથી ઊઠી તેને જરા વેગળો ફેંકી પ્રકાશિકા સળગાવી. કારણ હવે અંધારામાં બીવાનું બીજું કંઇ હતું જ નહિ.

પણ આ શું ? પથ્થર ઉપર જે ધારવાળો છરો પડયો પડયો ચમકતો હતો તે વાત તો હું ભૂલી જ ગયો હતો.

મારી સામે લાઉ-ચેન બાઘો બનીને ઊભો હતો.

એ રાતના મારા આશ્ચર્યનો અંત આટલેથી જ આવવાનો ન હતો.

થોડી વાર પછી લાઉચેન સ્વસ્થ થઇ આશ્ચર્ય પામતો બોલ્યો: "અરે તમે ? હું તો લીસીન ધારતો હતો."

"લી-સીન ?" મેં પણ આશ્ચર્યથી પૂછ્યું: "લીસી-નને તમે ઓળખો છો ?"

લાઉ-ચેન હસીને બોલ્યોઃ "હા. ઓળખું છું."

કેવી રીતે તેઓ એક બીજાને ઓળખતા હતા, તે વાત જાણવાનું કુતૂહલ મને તે વખત ન હતું. મેં કહ્યું:–"લી-સીન પર તમને આટલું બધું વહાલ છે, એ વાત હું જાણતો ન હતો. પણ તમે તેને ક્યાં જોયો ?"

"થોડી વાર પહેલાં, આજ સુરંગમાં. હું તેની પાછળ પાછળ જ આવતો હતો. એકાએક એ એક જગ્યાએ આવી ગુમ થઇ ગયો. પછી એને ખોળતાં ખોળતાં, અહીં પ્રકાશ બંધ થતો જોઇ મને લાગ્યું કે હવે તે સપડાયો છે."

લી-સીનને એકાએક ગુમ થતો સાંભળીને મારા વિચારો બીજી દિશા તરફ વળ્યા. એના આ રીતે ગુમ થવામાં કેટલી મોટી આફત સમાયલી છે તેનો ખ્યાલ આવતાં જ હું ઉત્તેજિત ભાવે બોલી ઊઠયોઃ "લી-સીન ગુમ થઇ ગયો ? શું કહો છો ?"

"હા. ખરેખર અજબ જેવું છે. હું પણ તે વખતે બહાવરો જ બની ગયો હતો. એક જીવતો જાગતો માણસ જાણે હવામાં જ ઓગળી ગયો ! હું કાંઈ તેની બહુ પાછળ રહી ગયો નહોતો. હું તેનો પીછો પકડી તેનાં પગલાં દબાવતો હતો, તેની ખબર તેને હોય એમ પણ મને લાગતું નથી. એક વાંક ફરતાં જ મેં જોયું કે તે નહોતો–અદૃશ્ય થઇ ગયો હતો! ત્યાં માત્ર એક જ રસ્તો લાંબે સુધી સીધો ચાલ્યો ગયો હતો.

ગમે તેટલી ઝડપથી દોડે તો પણ હું ત્યાં પહોંચું તે પહેલાં મારી નજરથી તેનું ગુમ થઇ જવું અશકય જેવું જ હતું. છતાં તે ન જ દેખાયો."

"તે જ્યાં આગળથી ગુમ થઇ ગયો, ત્યાં તમે મને લઈ જઈ શકશો ?" મારો અવાજ કંપતો હતો. લાઉ–ચેન આશ્ચર્ય પામી બોલ્યોઃ "પણ હવે ત્યાં જઇને શું કરશો ? મેં ત્યાં પ્રકાશિકા સળગાવી સારી રીતે જોયું છે. અને અત્યાર સુધી તે કંઈ આપણે માટે ત્યાં બેસી રહ્યો હશે એમ માનો છો ?"

"તમે લઈ જઇ શકો છો કે નહિ, તે કહો."

"કદાચ લઈ જઈ શકું; પણ કારણ શું છે ?"

"બધી વાત કહેવાનો હમણાં વખત નથી. જલદી ચાલો."

લાઉ–ચેને કાંઈક વિચાર કરી મને કશું પૂછયું નહિ. મને રસ્તો બતાવતો સામેની સુરંગમાં તે ચાલ્યો.

હું તો એ વાંકીચૂંકી ગલીઓમાં રસ્તો જ ન ખોળી શકત. પણ મને લાગ્યું કે લાઉ-ચેનમાં કોઈ અજબ શકિત હતી. તે કયાં ય અટકયો નહિ, મૂઝાયો નહિ, તેમ કોઇ જગ્યાએ કશો વિચાર કરવા ય ન અટકયો. વગર હરકતે દશેક વળાંક લીધા પછી એક જગ્યાએ આવી તે બોલ્યોઃ "આ જગ્યાએ."

"બરોબર આ જગ્યાએ ? રસ્તો ભૂલ્યા નથી ને ?"

"રસ્તો ભૂલું તે કેમ બને ? આજે બે દિવસ ભટકતાં

ભટકતાં આખી સુરંગનો નકશો મગજમાં છપાઇ ગયો છે."

"એટલે? સુરંગમાં શા માટે ફર્યા? અને આ રસ્તો જડયો શી રીતે?"

લાઉ–ચેન જરા ચૂપ રહી, હસીને બોલ્યો: "ફરતો હતો તમને શોધવા. અને રસ્તો જડયો તે જ દિવસે રાત્રે, તમારા ગુમ થયા પછીનો પહાડની અંદરનો અવાજ સાંભળીને."

ખરી જ વાત હતી. લાઉ–ચેનને આ સુરંગના રસ્તામાં જોવો એ આશ્ચર્યજનક હતું, પણ મનની અસ્થિરતાથી એ ખ્યાલે અત્યાર સુધી આવ્યો ન હતો. મારી ગોળીના અવાજથી પહાડનો જે ભાગ ધસી પડયો હતો તેનો અવાજ લાઉ–ચેનના તંબુ સુધી પહોંચ્યો સાંભળી હું આશ્ચર્ય પામ્યો, પણ તે બધી ચર્ચાને હમણાં વખત ન હતો. પ્રકાશિકાનું અજવાળું દીવાલ ઉપર ચારે તરફ નાખી હું આનંદથી નાચી ઊઠયો અને બોલ્યો: "હવે કદાચ તમારો છરો કામ આવશે, લાઉ–ચેન! તૈયાર રહો.'

"છરો શા માટે? મારી પાસે પિસ્તોલ છે. પણ શું પિસ્તોલને પથ્થર ઉપર છોડવાની છે?"

પહાડમાંની પેલી ફાટ પાસે પહોંચી જઇ એક તરફ જરાક દબાણ કરતાંજ હું બોલ્યો: "ના, પથ્થર પર નહિ, મામાસાહેબના છૂપા રહેઠાણનો પત્તો મેળવી, આફત ઊભી કરવા જે આવ્યો છે, તેને નાસી ન જવા દેવા માટે."

લાઉ-ચેનની ચુંચી ચીની આંખ પર ભમ્મરો ચઢી.

"મામાસાહેબનું છૂપું રહેઠાણ !"

તે એટલા શબ્દો બોલ્યો એટલામાં તો સુરંગનું મોં ઉઘડી ગયું હતું. પ્રકાશિકા બુઝાવી ધીમે સ્વરે હું બોલ્યો: "હાં. લી-સીનને આ જગ્યાનો પત્તો શી રીતે મળ્યો તે હું જાણતો નથી. પણ તે અહીં જ છુપાયો છે તેમાં શંકા નથી. હવે તેને અહીંથી પકડવો જ પડશે."

સુરંગને રસ્તે અમે એક બીજાની પાછળ પાછળ ચાલ્યા. અંધારામાં કશુંય દેખાતું ન હતું. હું આગળ, બન્ને બાજુની દીવાલે હાથ રાખી ચાલતો હતો અને લાઉ-ચેન મારે ખભે હાથ મૂકી ચાલતો હતો. અમારે બહુ થોડો રસ્તો કાપવો પડયો. સુરંગનો રસ્તો એ ગુફાના મુખ આગળ અટકયો. ત્યાં પહોંચતાં જ મેં ઊભા રહી જઇ લાઉ-ચેનના હાથ દાબી તેને ચુપ ઊભા રહેવા ઈશારો કર્યો.

સામેની ગુફા લાંબી, પહોળી તેમજ ઊંચી હતી. તે ગુફાની સામી બાજુએ એક ઝીણો દીવો ટમટમતો હતો. એનાથી વિશાળ ગુફાનું અંધારૂં દૂર થતું હતું.

પરંતુ અમારે એટલું અજવાળું બસ હતું. ગુફાની અંદર સરસામાન હોવા છતાંય તે બરોબર દેખાતો ન હતો. અમારા તરફ પૂંઠ કરી, પથ્થરની જમીન ઉપર ઘાસના બીછાના પર બેસી લી-સીન ખૂબ ધ્યાનપૂર્વક કંઇક જોતો હતો, તે અમે સારી રીતે સમજી શકયા.

આ જગ્યાએ એનો પીછો પકડી કોઇ આવનાર

નથી, એમ તે ખાત્રીપૂર્વક સમજતો હોવો જોઇએ. અને તેથી જ તે એટલો બધો નિશ્ચિંત હતો, કે અમે તેની છેક નજીક, લગભગ ત્રણેક હાથ જેટલે, પહોંચી ગયા ત્યાં સુધી તેને ખબરે ન પડી. પછી અમારા ધીમા પગલાના ઘસારાથી ચમકી તેણે અમારી સામે જોયું. તે જ વખતે પ્રકાશિકા સળગાવી તેના મોઢા પર ફેંકતાં હું બોલ્યો: "ખબરદાર, હાલીશ ના. નહિ તો મરવું પડશે."

તે વખતે લી-સીનનું મોઢું જોવા જેવું હતું ! મને અને લાઉ-ચેનને એકસાથે એ રીતે જોવાની તેણે જરા પણ આશા રાખી ન હતી. ચીના લોકોના ચહેરા પર કશા ભાવ જણાતા જ નથી એવી જે વાત કહેવામાં આવે છે તે ખોટી હોવાનું તે દિવસે મને લાગ્યું.

આ રીતે એને સપડાવવા છતાં, જો જરાક પણ ગફલતમાં અમે રહ્યા હોત તો એ છટકી જાત, એમાં શંકા નહિ. પથ્થરની માફક ઘડી વાર બેસી રહી, તે ઓચિંતો લાઉ-ચેન ઉપર તૂટી પડયો. આ ઓચિંતા હુમલા માટે લાઉ-ચેન તૈયાર ન હતો. તેની પિસ્તોલમાંથી ગોળી છૂટી ખરી, પણ તે ઊલટી દિશામાં. અને લી-સીનના ધક્કાથી તે પડી ગયો તે સાથે પિસ્તોલ પણ હાથમાંથી છટકી જમીન પર પડી ગઇ. ખરૂં કહેવામાં નાનમ શી છે ? આ અણચિંતવ્યા હુમલાથી ક્ષણ વાર હું પણ મૂઢ બની ગયો !

લાઉ–ચેનને ચિત કરી દઈ ઘડીકમાં તો લી–સીન સુરંગને રસ્તે નાઠો હોત; પણ તે પોતાની ભૂલને લીધે જ પકડાઇ ગયો. લાઉ–ચેનને પછાડી, જો એ સીધો નાઠો હોત તો કદાચ હું કાંઈ પણ ન કરી શકત. પણ એ ગુફામાંથી એક નાની નોંધપોથી–ડાયરી–લેવા જવાથી તે ફસાયો. તે ગાળા દરમ્યાન મારી મૂઢતા જતી રહી. પિસ્તોલ પડી હતી ત્યાંથી ઉપાડી લઇ, લી–સીન દોડે તે પહેલાં જ હું તેના તરફ તે તાકીને ઊભો. લી–સીન બિછાના ઉપરથી નોંધપોથી લઇ ઉઠી જ ન શકયો:. મારા સામું જોઇ તે સ્થિર થઇ બેસી ગયો. એટલામાં લાઉ–ચેન ઊઠયો. લી–સીનને કશું પણ સાહસ કરવાની હિમ્મત હોય એમ ન જણાયું. તેના હાથમાંથી નોંધ-પોથી ખૂંચવી લેતી વખત તે મારા તરફ જોઇ અદ્ભુત રીતે હસતાં હસતાં બોલ્યો: “આ કામ ઠીક કરતા નથી. તમારે આ માટે પસ્તાવું પડશે.”

“તે પહેલાં તું તો હમણાં પસ્તાઇ લે.” એમ કહી મેં એને દોરડાથી સારી રીતે બાંધી દેવા લાઉ–ચેનને કહ્યું.

લાઉ–ચેન લી–સીનનો ખુરદોજ કરી નાખવા માંગતો હતો. આ બાબતમાં એની જે હઠ મેં જોઈ તે ઉપરથી તો મને લાગ્યું કે પિસ્તોલ એના હાથમાં હોત તો લી–સીનને દશ બાર ગોળી માર્યા વિના એ ન છોડત. પણ ગમે તેવો ભયંકર દુશ્મન કેમ ન હોય, એને આ રીતે એક જનાવરની માફક મારવો એ

મારે માટે તો અશક્ય જ હતું.

બિછાના ઉપરની કામળીને છરા વડે કાપી તેનું દોરડું બનાવી લી–સીનને અવળે હાથે બાંધી અમે ગુફામાં એક તરફ સૂવાડી દીધો. પછી શું કરવું એ બાબતમાં વાદવિવાદ થયો. ગુફાનો ખૂણેખૂણો ખોળતાં પેલી નોંધ-પોથી અને રાંધવાના કેટલાક સામાન સિવાય બીજું કાંઇ જણાયું નહિ.

નોંધપોથીમાં પણ એક કાગળ ઉપર કેટલાક સાધારણ, ન સમજાય એવા આંકડા સિવાય બીજું કશું ય ન હતું. એમાં ગમે તે હો, પણ તે બહુ જ કીમતી હતી અને લી–સીનનો એ જ ચોરી જવાનો ઇરાદો હતો. એ વિષે તે વખત મને કશી ય શંકા ન હતી. ચોરી અટકાવી શકાય, તો જ્યાં સુધી મામા-સાહેબ મોંગપોને લઇને આવી ન પહોંચે ત્યાં સુધી ત્યાં જ રોકાવાની મારી ઇચ્છા હતી. પરંતુ લાઉ–ચેન કોઇ રીતે સંમત ન થયો. તેનું કહેવું એમ હતું કે હવે ગુફામાં રહેવું એ વિના કારણ આફતને નોતરવા જેવું હતું. લી–સીન એકલો જ આ છૂપું રહેઠાણ જાણતો હશે એની ખાત્રી શી? તેની ટોળીના માણસો આ ઠેકાણું જાણતા પણ હોય અને લી–સીનને વાર થતાં તેઓ અહીં તપાસ કરવા ય આવે. તે વખત જરૂર પકડાઇ જઇએ. મામા-સાહેબની આ નોંધપોથીની કિંમત જ્યારે તેમની નજ-રમાં આટલી વધારે છે, ત્યારે એમના હાથથી એ પોથીનું

રક્ષણ કરવું એ જ આપણું કર્તવ્ય છે.

"પણ મામાસાહેબ એમના હાથમાં સપડાઇ જશે, તેનું કેમ?"

લાઉ-ચેન હસીને બોલ્યો: "ના. નહિ સપડાય." પછી જરા વાર થોભીને તેણે કહ્યું: "મામાસાહેબ માટે આટલી ફિકર શાની? જ્યારે આ લોકોના હાથથી આ રીતે એક વાર છટકી શકયા છે તો તેઓ પકડાશે જ નહિ. આપણે અહીંથી આપણા તંબુમાં જઈશું તેમાં કોઇ રીતે કશું નુકસાન નથી. મારી શંકા કદાચ ખોટી હોય, લી-સીનની ટોળીનું કોઇ ના પણ આવે, તો પણ અહીંજ ચિઠ્ઠી આપણે મૂકી જઇશું, તે ઉપરથી મામાસાહેબ બધી વાત જાણી શકશે. આપણું ઠેકાણું પણ હું તેમાં લખું છું."

છેવટે લાઉ-ચેનનો વિચાર કબૂલ રાખવો પડ્યો. નોંધ-પોથીનું એક પાનું ફાડી બધી બીના ટૂંકમાં લખી, ચરબીના ઝાંખા દીવા પાસે, પથ્થર નીચે દબાવીને લાઉ-ચેને તે ચિઠ્ઠી મૂકી.

છતાં સુરંગનું છૂપું બારણું ઉઘાડીને જતી વખત, મનમાં કંઇ કંઇ થવા લાગ્યું. અમે ચાલ્યા આવ્યા ત્યારે લી-સીન એક શબ્દે બોલ્યો નહિ. લાઉ-ચેને મોઢામાં ડૂચો મારી એને બોલતો જ બંધ કર્યો હતો, છતાં તેની નજર ભૂલાય તેવી ન હતી. જાણે તેમાં કંઇક ન સમજાય એવું ભયંકર રહસ્ય ભરેલું હતું.

મામાસાહેબની બુદ્ધિનો મને સંપૂર્ણ વિશ્વાસ હતો, છતાં તે પણ અહીં તો નિશ્ચિંત ભાવે આવનાર હતા. ચેતતાં પહેલાં જ કદી તે એમના પંજામાં સપડાઇ જાય, તો ?

લાઉ-ચેનની સાથે જતાં મારા મનનો ઉદ્વેગ હું વધુ વખત દબાવી શકયો નહિ. મેં કહ્યું: "આપણે આમ ચાલ્યા જઇએ તે ઠીક થતું નથી. ખરેખર જ મામાસાહેબ કાંઇ આફતમાં સપડાશે તો ?"

લાઉ-ચેન એકાએક થોભી મારા ખભા પર હાથ મૂકી ઘણાજ ગંભીર સ્વરે બોલ્યો: " સાંભળી લ્યો. આજે જો કોઇ આફતમાં પડવાનું હોય તો તે સી-મુખા યાને માયાવી પતંગિયાનો સરદાર જ છે."

"માયાવી પતંગિયાનો સરદાર ?"

"હા, આજે જ તમે તેને જોશો. આજ રાત્રે જ તેની જીંદગી ખતમ થવાની છે."

મેં આશ્ચર્યથી પૂછ્યું: "એ તમે શું બોલો છો, લાઉ-ચેન ? આ બધી ખબર તમને એકાએક કયાંથી પડી ?"

લાઉ-ચેન વળી ગંભીર સ્વરે બોલ્યો: " તમને એક વિનંતી કરૂં છું, કે હવે કંઈ પ્રશ્ન કરશો ના. માયાવી પતંગિયાનો ભેદ જાણવાની ઇચ્છા હોય તો આજે મારી વાત કશો પણ વાંધો લીધા વગર તમારે માનવી જ પડશે."

તે વખતે હું કશુંય બોલ્યો નહિ, પરંતુ પ્રશ્ન

ન કરવાનો કૉલ ઠેઠ સુધી પાળી શકાયો નહિ. જો કે એ પ્રશ્ન એ બાબત પર નહોતો.

લાઉ–ચેન સીધો રસ્તો જાણતો હતો, તેથી જ પહાડમાંની સુરંગનો રસ્તો એટલો થાક હોવા છતાં લાંબો ન લાગ્યો. પહાડમાંથી નીકળી લાઉ–ચેનના તંબૂના દરવાજા આગળ પહોંચતાં જ, મારે એકદમ ઊભા રહેવું પડયું. અમે તંબૂમાં પેસીએ તે પહેલાં તો અંદરથી એક માણસ બહાર નીકળી લાઉ–ચેનને નમન કરી ચાલ્યો ગયો. કદાચ તંબૂના પહેરા માટે તેને રાખ્યો હશે.

તંબૂનો દરવાજો ઉઘડતી વખતે તેના ચ્હેરા પર સહેજ અજવાળું પડવાથી તેને ઓળખતાં મને કશી હરકત ન પડી. તેથી જ ત્યાં હું આશ્ચર્ય પામતો ઊભો રહી ગયો.

લાઉ–ચેને મારો હાથ ખેંચી મને પૂછયું: "વળી કેમ ઊભા રહ્યા? ચાલો ને અંદર!"

"આવું છું. પણ પ્રથમ મારે એક વાત આપને પૂછવી પડે છે."

લાઉ–ચેન હસીને બોલ્યો: "ના. તમે માનવાના જ નહિ. ભલે પૂછો. પરંતુ માયાવી પતંગિયા સંબંધી કશું પૂછશો તો જાણી લેજો કે હું મૂગો છું.

"ના, માયાવી પતંગિયા સંબંધી નહિ, પણ હમણાં જે માણસ ગયો તેના સંબંધમાં પૂછવું છે.

એ તમને કયાંથી મળ્યો ?”

તે મારા તરફ જોઇ હસીને બોલ્યો : “હું. ત્યારે તો એ માણસ જૂઠું નથી બોલ્યો. તમે તેને ઓળખી શકયા ?”

“ન ઓળખાય તેવું છે શું ? એ અમારા ઘોડાવાળાઓમાંનો એક હતો.”

“ત્યારે તો એનો કશો જ અપરાધ નથી. તેણે પોતે જ મને એ વાત કરી હતી.”

હું અધીરો થઈ બોલ્યો : “અપરાધ તો છે જ, લાઉ-ચેન ! એ માણસ અમારી ટોળીમાંથી એક દિવસ ભેદભરી રીતે અદૃશ્ય થઈ ગયો હતો. પાછો તે અહીં આવ્યો કયાંથી ?”

વાત કરતા કરતા અમે તંબૂની અંદર દાખલ થયા હતા.

લાઉ-ચેન એક ખુરસી પર બેસવા જતાં એકાએક ચમકીને મારા તરફ ફરીને બોલ્યો: “શું કહો છો? એ માંદો પડયો તેથી તમે એને કાસીન લોકોના ગામમાં મૂકીને આવ્યા ન હતા ?”

હું માત્ર હસ્યો. લાઉ-ચેન જાણે બહુ જ ઉશ્કેરાઈ ગયો હોય તેમ બોલ્યો: “તમારો વિશ્વાસુ માણસ જાણીને માત્ર એક જ દિવસના પરિચયમાં મેં તેને તંબૂને પહેરો ભરવા રાખ્યો હતો. માત્ર કાલે જ તે નોકરી પર દાખલ થયા છે. મને તો તેણે કહ્યું હતું

કે તેને મટ્યા પછી તે પોતે તમને ખોળતો અહીં સુધી આવ્યો હતો."

"આવ્યો હશે અમને ખોળતો, એ વાત સાચી પણ વફાદાર નોકર તરીકે નહિ. માયાવી પતંગિયાના સરદારને પકડવાનો યત્ન કરો, પરંતુ તેમના નોકરોને તો ઓળખતા નથી, મી૦ લાઉ–ચેન !"

લાઉ–ચેન ઘડીવાર મૂંગો ઊભો રહી, કાંઇક વિચાર કરીને બોલ્યો: "તમે આરામ કરો, હું આવું છું."

મેં તેને અટકાવતાં કહ્યું: "તમે અમથા જાઓ છો. હવે તેના દર્શને તમને થવાનાં નથી. મને પણ તેણે જોયો છે."

"છતાં એક વાર જવાની જરૂર છે." એમ કહી લાઉ–ચેન બહાર ગયો. કેટલીય વારે જ્યારે તે પાછો આવ્યો ત્યારે હું જરા નાસ્તો કરી થાક ખાવા બિછાના પર આડો પડ્યો હતો.

મારે કશું પૂછવાની જરૂર જ ન પડી. ચિંતાતુર ચ્હેરે ખુરસી પર બેસી પડતાં લાઉ–ચેન બોલ્યો: "તમારી જ વાત સાચી છે. એ માણસનો પત્તો જ નથી."

સ્હેજ કટાક્ષભાવે હું બોલ્યો: "તમારી જ વાત સાચી છે. એ માણસનો પત્તો જ નથી."

લાઉ–ચેન આ વખતે વિચિત્ર રીતે હસીને બોલ્યો: "તે બાબત તો હું વધુ નિઃસંશય થયો છું."

એના ગળાના અવાજથી તેની મશ્કરી કરવાની

મારી ઇચ્છા ક્યાંય ઊડી ગઈ. એ અવાજ દૃઢ જ નહિ —જાણે હિંસક લાગ્યો !

બિછાનામાં બેઠા થઇ મેં પૂછ્યું: "મારે શું કરવાનું છે ?"

લાઉ-ચેન હસીને બોલ્યો: "ખાસ બીજું કશું જ નહિ. આ તંબૂમાં સૌથી પહેલો જે ઇસમ પ્રવેશ કરે તેને ગોળી મારવાની."

લાઉ-ચેનની વાત પૂરી થતાંની સાથે જ ત્યાંનો દીવો ઓલવાઇ ગયો. લાઉ-ચેનનાં પગલાં પણ સંભળાયાં. તંબૂનો દરવાજો ખસેડી તે બહાર જતો હતો. કશું બોલું તે પહેલાં જ બહારથી તેનો સ્વર સંભળાયો: "હું બહાર છું. તંબૂમાંથી બહાર નીકળશો નહિ."

લાઉ-ચેન તો અનાયાસે બોલી ગયો કે "તંબૂમાંથી બહાર નીકળશો નહિ." પરંતુ એ અંધકારમાં દરેક પળે કોઇ મહાન શત્રુનાં પગલાંની રાહ જોયા કરવી એ કેટલું ભયંકર હતું તે તો જેણે અનુભવ્યું હોય તે જ જાણે. લાઉ-ચેનનું અનુમાન ખરું હોય તો માયાવી પતંગિયાનો સરદાર ગમે તે ક્ષણે આવી હાજર થાય.

પણ એ સરદાર કાંઇ સાધારણ માણસ ન હતો. એની ચાલાકી હદ વગરની હતી, અને એક રીતે તેની શકિત પણ અલૌકિક હતી. આંખો મીંચી, સાદા સીધા માણસની માફક તંબૂમાં આવી મારા સામી છાતી ધરી મારી ગોળી ઝીલી લે એવો તો તે ન હતો.

શા ભયંકર હેતુથી અને કેવી અણધારી રીતે એ આવીને હાજર થશે એની કોને ખબર હતી! પિસ્તોલની ગોળીય કદી છૂટે, પણ કોની ગોળી પહેલી છૂટશે તે કોણ કહી શકે તેમ હતું? લાઉ-ચેન બહાર છૂપાઈને પહેરો ભરે છે એ જાણવા છતાંય; ખરૂં પૂછો તો મારામાં કશું સાહસ ન આવ્યું. માયાવી પતંગિયાને હાથે લાઉ-ચેન તો આજસુધીમાં કંઈ થોડો હેરાન નહોતો થયો! તેના સામે ઊભો રહી પોતે બચી શકે, તો મને મદદ કરી શકે ને!

ગાઢ અંધકારમાં મેં પિસ્તોલ જોરથી મુઠ્ઠીમાં પકડી.

તંબૂના દરવાજા તરફ તાકી બેસી રહેતાં પણ હું જાણી શકતો હતો કે હું પસીનાથી નાહી ગયો હતો. આ રીતે તંબૂની અંદર અનિશ્ચિત રાહ જોયા કરવાની હોવાથી જ, મને લાગે છે કે, ચિંતા અને હતાશા આટલાં વધુ થતાં હતાં-તંબૂની બહાર ખુલ્લી જગ્યામાં શત્રુના સામે થવાનું હોય, તો કદાચ મારા મનનું જોર આટલું ઘટી ન જાત.



# ચૌદ

તંબૂમાં કોઇ પેસે કે તરત જ ગોળી મારવાનું લાઉ-ચેને કહ્યું હતું. તેના એ શબ્દો ઉપરથી સમજવું અઘરૂં ન હતું કે, ગોળી મારવાની તત્પરતા ઉપર જ બધો મામલો બલ્કે મારી જીંદગી સુદ્ધાં અવલંબન કરતી હતી. એક ક્ષણની ઢીલ થાય કે નિશાન ચૂકાય, તો તે માટે અફસોસ કરવા જેટલો વખત પણ કદાચ જીવી ન શકાય. જનજનાવર બાદ કરતાં, આ પહેલાં કદી મેં કોઇના ઉપર પિસ્તોલ વાપરી ન હતી. પરંતુ અત્યારે તે યોગ્ય કે અયોગ્ય છે તેનો વિચાર હું કરતો ન હતો. માત્ર એ જ બીક રહેતી હતી, કે કદાચ ખરે વખતે હાથનું અને મનનું જોર ન રહે તો ? જે ઉશ્કેરાટ વચ્ચે દરેક પળ જતી હતી, તે જોતાં થોડી વારમાં મનમાં નિરાશા આવી જાય એ સ્વાભાવિક હતું. સ્હેજસાજ અવાજ થતાં વારંવાર

ચમકી ઊઠતો હતો; તંબૂમાંના અંધકારને લીધે આંખ આગળ જાણે વિચિત્ર પ્રકારનાં પૂતળાં નાચતાં જણાતાં હતાં. મનમાં તો એમ જ થયા કરતું, કે મનનો ભય કયો અને ખરી બીના કઇ, તે ય કદાચ નક્કી નહિ કરી શકાય.

આ રીતે કંઈ થોડો સમય વીતાવ્યો ન હતો. કેટલીક વાર તો એમ પણ થતું કે લાઉ–ચેનની વાત પર એટલો બધો વિશ્વાસ મૂકવામાં કાંઇ સાર જ નથી. કદાચ તેની ધારણા ખોટી ય હોય. અમથો જ આમ રાહ જોઇ ચિંતાતુર બનું છું. પરંતુ એ વિચાર આવવા છતાં, એ દરવાજા તરફથી હું આંખ ખસેડી શકતો ન હતો.

એક વાર એમ પણ થયું કે લાઉ–ચેનની વાત ન માનતાં તંબૂની બહાર જાઉં તો શું ખોટું ? બિછાનામાંથી ઊઠી દરવાજા પાસે જઇ ઊભો. ચારે તરફ સૂમસામ હતું. બહાર, રાતના વખતે જે ઠંડી હવા જોરથી વહેતી હતી તે પણ પણ બંધ હતી. પડદાને જરાક ખસેડી બહાર જોયું, પણ એ ભયંકર અંધકારમાં શું દેખાય? બહાર કંઈ શબ્દ થતો હોય તો તે સાંભળવા વ્યર્થ કોશિષ કરી. આખો પહાડ અને જંગલ પણ જાણે શ્વાસ રૂંધી કોઇ ભયંકર ઘટનાની રાહ જોતાં હોય તેમ લાગ્યું. કોઇ જગ્યાએ જરા સરખો ય અવાજ ન હતો.

લાઉ–ચેનની સૂચનાની અવજ્ઞા કરી તંબૂમાંથી બહાર તો હું ન નીકળી શકયો. ગમે તે થાય, તોય આજ તો

તંબૂની અંદર રહીને જ પહેરો દેવાનો હતો. એ માટે મનને તૈયાર કરવાની જરૂર હતી. જે થવાનું હોય તે જલદી થઇ જાય તો સારૂં, એમ થયા કરતું હતું. અધીરા બની રાહ જોયા કરવામાં થતો ઉદ્વેગ અને ઉ-તેજના સહન થઇ શકતાં ન હતાં.

મારા મનની ઇચ્છા પૂરી કરવા માટે જ હોય, તેમ મેં તે વખતે તંબૂની પાછળ અકસ્માત એક વિચિત્ર અવાજ સાંભળ્યો. ધારવાળા છરાથી જાણે કોઇ તંબૂનું કપડું ચીરી નાખતું હતું. એકાએક આવી નિઃસ્તબ્ધતામાં આ અવાજ સાંભળતાં શરીરનાં રૂંવાં ઊભાં થઇ ગયાં એ ખરૂં, પણ તેથી હું કાંઈ જડ ન બની ગયો. મામા-સાહેબને અજ્ઞાન અવસ્થામાં જે દિવસે ત્યાંથી કોઈ ખસેડી ગયું હતું તે દિવસે પણ તંબૂ આ રીતે જ ચીરાયો હતો. તે વાત તરત યાદ આવી. અવાજ સાંભળતાં જ તે તરફ ફરી અવાજ તરફ લક્ષ્ય કરી ગોળી છોડી એક–બે.

પણ ન કશો અવાજ કે ન સામી ગોળી આવી. પ્રકા-શિકા બિછાના ઉપર પડી હતી, તે લઇને સળગાવવા જતો હતો, ત્યાં એકાએક પીઠ ઉપર કોઈ સખ્ત વસ્તુનો ગોદો વાગ્યો. એ શાનો ગોદો હતો, તે સમજતાં વાર ન લાગી. બરડાની કરોડની ડાબી બાજુએ કોઇએ પિસ્તોલની નળી ધરી રાખી હતી. તે કંઈ મારી સાથે ઠઠ્ઠા મશ્કરીથી ધરાઇ ન હતી. તંબૂની પાછળની બાજુએ

જ્યારે હું કપડું ચીરાયાના અવાજને લક્ષ્ય કરી ગોળી છોડતો હતો, તે જ વખતે આગલે દરવાજેથી ઘૂસી આવી દુશ્મને મને કેવો મૂર્ખ બનાવ્યો હતો તેનો વિચાર કરવાનો તો વખત જ ન હતો.

પિસ્તોલની નળી જેણે મને લગાડી હતી, તેનો કંઠ હવે સંભળાયો.

પરંતુ એના શબ્દો મારી પાસે તો અર્થ વિનાના હતા. એ ચીની ભાષા હતી એટલું તો સમજ્યો ને તેમાંના એક માત્ર લા!ઉ–ચેન શબ્દ સિવાય હું બીજું કશું ય સમજી ન શક્યો. હું કાંઇ સમજ્યો નહિ એ વાત ખરી, પણ એટલું તો સમજ્યો કે માયાવી પતંગિયાના સરદારને લાઉ-ચેન ઉપર ખાસ પ્રીતિ ન હતી. હું લાઉ–ચેન નહોતો એમ જાણવાથી કંઈ એનો રોષ ઓછો થાય તેમ ન હતું, છતાં મને છેતરવા જતાં તે પણ મારી માફક છેતરાયો છે, એ વાત તેની ધ્યાન ઉપર લાવવાનો લોભ હું છોડી શક્યો નહિ. તેની વાત પૂરી થતાં જ હું બોલ્યો: "તમે પિસ્તોલની નળી ધરવામાં ભૂલ કરી છે. આ લાઉ–ચેનની પીઠ નથી."

હું અંગ્રેજી બોલ્યો તેથી મને શંકા હતી કે કદાચ તે સમજશે નહિ. પણ અહીં તો આશ્ચર્ય બન્યું. મારા શબ્દો પૂરા થતાં પહેલાં તો મારી પીઠ ઉપરથી પિસ્તોલ ખસી ગઇ. પિસ્તોલ ખસી ગઈ તેના કરતાં તે, વખતે એ માયાવી પતંગિયાના સરદારના મુખમાંથી

અજાણતાં જે વિસ્મયસૂચક અવાજ નીકળ્યો તેથી ચમકી પાછળ ફરી મેં પ્રકાશિકા સળગાવી.

"આ શું? મામાસાહેબ?"

મામાસાહેબે મોઢા ઉપરનો નકાબ દૂર કરી ગંભીર સ્વરે કહ્યું: "હં. મેં આવું નહોતું ધાર્યું. લાઉ-ચેન ક્યાં ગયો?"

"લાઉ-ચેન તમારી પાછળ જ છે મી. સરૈયા! તમારી પિસ્તોલ દયા કરીને ટેબલ પર મૂકી દો."

એટલામાં તો તંબૂની બત્તી સળગાવી લાઉ-ચેન મામાસાહેબની પાછળ આવી ઊભો હતો.

આ બધી ઘટના મારે માટે તો ન સમજાય એવી, અર્થ વગરના સ્વપ્ના જેવી હતી. આશ્ચર્ય પર આશ્ચર્યથી હું તો તે વખતે હતબુદ્ધિ બની ગયો હતો. પ્રથમ તો માયાવી પતંગિયાના સરદારને બદલે મામાસાહેબ, ત્યાર પછી મામાસાહેબના સામે પિસ્તોલ હાથમાં લઈ ઊભેલો લાઉ-ચેન,—આ બધું ગમે તેવા ડાહ્યા માણસનેય પાગલ બનાવી દેવા પૂરતું હતું. છતાં હજીય મારે ઘણું જોવાનું બાકી હતું.

મારી માફક જ મામાસાહેબ પણ આ ઘટનાના પરિણામ માટે તૈયાર ન હતા. તો પણ તેમના ચ્હેરા પર કશો ફેરફાર જણાયો નહિ. લાઉ-ચેનના કહેવા મુજબ ટેબલ પર પિસ્તોલ મૂકી સહજ હસીને તે બોલ્યા: "મને લાગે છે કે ત્યારે તો આજે તું જીત્યો, લાઉ-ચેન!"

લાઉ-ચેને આગળ આવી, મારા શિથિલ પડી ગયેલા હાથમાંથી એ પિસ્તોલ લઇ, ટેબલ પર મૂકી. ત્યાર પછી નજીકની એક ખુરશી પર બેસી તે બોલ્યો : "તમે વખાણ કરો છો તે બદલ ધન્યવાદ આપું છું. મી. સરૈયા ! મારૂં કામ ઘણું સરળ કરી આપ્યું છે, તે માટે પણ તમારો ઉપકાર માનવો ઉચિત છે. તમારી નોંધપોથી મળતાં મારી ઘણી મહેનત અને ઘણી મુશ્કેલી દૂર થઇ ગઇ છે."

લાઉ-ચેનના આ વ્યંગથી પણ મામાસાહેબ ચળ્યા નહિ. હસીને તે બોલ્યાઃ "હા. એ નોંધપોથી મારે માટે બહુ જ કીમતી હતી."

"કીમતી હતી, તેથી તો તમને જાળમાં ફસાવી શકીશ એમ મારી ખાત્રી હતી." એમ કહી લાઉ-ચેન હસી ઊઠયો. હજી સુધી ખરો ભેદ હું જાણી શકયો ન હતો, છતાં લાઉ-ચેનનું ખરૂં સ્વરૂપ હું ઓળખી ગયો. મનમાં તો થયું કે એનો ટોટો પીસી નાખી એને હસતો બંધ કરી દઉં. પણ ઉપાય ન હતો. લાઉ-ચેનની પિસ્તોલ અમારા તરફ જ મોઢું ઊંચું કરી રહી હતી.

મામાસાહેબે પૂછયુંઃ "હવે તમે શું કરવા માગો છો ?"

"ખાસ કશું ય નહિ. માત્ર દિલગીરી સાથે હવે મારે તમારી રજા લેવી પડશે. ખરેખર જ યુનાનમાં ઘણા જણા મારી રાહ જોઇ રહ્યા છે."

"તેઓ ફોકટ રાહ જોઇ રહ્યા છે, લાઉ-ચેન !

તમે નોંધપોથી લઇ ત્યાં પહોંચી શકવાના નથી." મામાસાહેબનો કોમળ કંઠ આ કહેતાં વજ્ર જેવો ગંભીર થયો હતો, તે જોઇ હું મુશ્કેલીથી મારા મનને દબાવી રહ્યો.

લાઉ-ચેન પણ એ કંઠસ્વરથી ચમકી ઊઠયો હતો, પરંતુ જેમ તેમ સંયમ રાખી તે બોલ્યોઃ "હજી હાસ્યરસનો ઉપભોગ કરવા જેવી તમારા મનની સ્થિતિ છે એ જોઇ હું આનંદ પામું છું, મી. સરૈયા !"

"ખોપરી ઉપર તાકેલી પિસ્તોલની નળીમાં મને કંઇ હાસ્યરસ દેખાતો નથી, લાઉ-ચેન ! લી-સીન, ના હોય તો પિસ્તોલની નળી ખોપરીએ અડકાડ, એટલે એને બરાબર સમજાય." મને આશ્ચર્યમાં નાખી ખરેખર જ લી-સીન થોડી વાર પહેલાં તંબૂના કાપેલા ભાગમાંથી વગર અવાજે અંદર આવી ઊભો હતો. હવે તે જરા આગળ આવ્યો.

આ વખતે લાઉ-ચેનનું મોઢું કાળું પડી ગયું. મામાસાહેબે તેને કહ્યુંઃ "તું ગોળી છોડીને બહુ તો એક જણને ઘાયલ કરીશ. પણ તેથી કંઈ નોંધપોથી ચુનાન નહિ પહોંચે, એ તો તું જાણે છે."

થોડી વાર ચુપ બેસી રહી લાઉ-ચેને પોતાની પિસ્તોલ ફેંકી દીધી. પછી અજબ રીતે હસીને તે બોલ્યોઃ "બાજી સમજવામાં મારી ભૂલ થઇ ગઇ હતી. હું બે દુશ્મનોને જુદા જુદા જાણતો હતો."

"હા. માયાવી પતંગિયા સાથે એક સાદા સીધા

જંતુશાસ્ત્રીનો મેળ ખાય એવો તને ખ્યાલ ન હતો. પણ એ સાધારણ ભૂલને લીધે જ બાજી બગડી ગઈ. ત્યારે હવે નોંધપોથી તું આપી શકે છે ?"

આમ એક બાળકની માફક નોંધપોથી કાઢી લાઉ–ચેન મામાસાહેબના હાથમાં મૂકી દેશે એમ મેં ધાર્યું ન હતું ! તેના ચ્હેરાનો ભાવ જોઈને પણ મને શંકા થઈ હતી.

મામાસાહેબ નોંધપોથી ખોલી, સારી રીતે જોઇ, સંતુષ્ટ ચિત્તે તે ખીસામાં મૂકવા જતા હતા તે વખતે લાઉ–ચેન વળી એક વાર હસીને બોલ્યોઃ "પણ છેવટે તો હુંજ જીત્યો છું, મી. સરૈયા !"

મામાસાહેબ તેની મશ્કરી કરતા બોલ્યાઃ "મારી બુદ્ધિ એટલી બધી તીક્ષ્ણ નથી, મુરબ્બી ! જરા ખુલાસાથી કહો જી."

"કાંઇ જ લાંબો ખુલાસો કરવાનો નથી. એ નોંધપોથી નકામી જ સંભાળી રાખવાની છે."

"એટલે ?"

"એટલે એ, કે એ નોંધપોથી ગુમાવવાના ડરમાં હું કંઇ ચુપ થઇને બેઠો ન હતો. ત્રણેક કલાક પહેલાં મારો વિશ્વાસુ માણસ એ નોંધપોથીમાંની વિગત ટપકાવી લઇ ચુનાન તરફ રવાના થઇ ગયો છે. તમારા ભાણેજ પણ એને ઓળખે છે. તમે મિચિના પહોંચશો, તે પહેલાં તો તમે નક્કી કરેલા અક્ષાંશરેખાંશનો

હિસાબ ચુનાન સરકાર પાસે પહોંચી જશે. હજી ય ચુનાનની સરહદ નક્કી કરવાનું કામ ચાલે છે. અને સાધારણ હદની અદલબદલ પણ થઇ જશે...”

મામાસાહેબના ગંભીર મુખ તરફ જોઈ જરા અટકીને નિષ્ઠુર ભાવે હસતો લાઉ–ચેન આગળ બોલ્યો: “એટલામાં કોણ જાણવાનું છે કે, એ સાધારણ હદબદલી કરવામાં રેડીઅમની એક આખ્ખી ખાણ બર્માના હાથમાંથી બીજી માલિકીમાં જતી રહે છે!”

લાઉ–ચેનનું ભયંકર હાસ્ય પત્યા પછી ત્યાં ક્ષણ વાર શાન્તિ પથરાઇ. મામાસાહેબ અને લી–સીનના ચ્હેરા અસાધારણ ગંભીર થઇ ઊઠયા. પણ મને તો એ વાત તુમડીમાં કાંકરા જેવી લાગી. નજર આગળ જે બધી ઘટના બની ગઇ, અને જે બધી અદ્ભુત વાતો સાંભળી, તેનો પરસ્પરનો સંબંધ હું ન મેળવી શકયો. નોંધપોથીની ખેંચાખેંચ, અક્ષાંશરેખાંશ, ચુનાની-સરહદ, છેવટે વળી રેડીઅમ–એ બધી વાતો મને તો લાઉ–ચેનના બકવાદ જેવી લાગી. અમારી મુસાફરી સાથે એ બધાને શો સંબંધ હતો તે હું કોઇ રીતે સમજી શકયો નહિ. માત્ર મામાસાહેબના ગંભીર ચ્હેરા ઉપરની કઠણ રેખાઓ જોઇ મને લાગ્યું કે ખરેખર આમાં કાંઇ ગંભીર ભેદ છે.

લાઉ–ચેન વળી હસીને બોલ્યો: “હવે નથી લાગતું, કે તમે ખરેખર જ જો જીવજંતુના તત્ત્વની શોધમાં

નીકળ્યા હોત તો સારૂં હતું ! એમાં કંઈ કામ પણ થાત !"

મામાસાહેબ ગંભીર થઈ બોલ્યા: "તું ભૂલ કરે છે, લાઉ-ચેન ! અમે તો એટલા માટે જ નીકળ્યા હતા. પણ આ બીજું ધાંધલ તો તારે લીધે જ થયું."

"મારે લીધે ?"

મામાસાહેબ જરાક હસ્યા: "અમારો કંપાસ, માપનાં યંત્રો, વિ. આમ અદ્ભુત રીતે ચોરાયાં ન હોત તો મારી આંખ ન ખુલત. તું નિર્વિઘ્ને તારૂં કામ કરી શકત ને અમને કશી ખબર ન પડત. અમે તો અમારા જંતુતત્વની શોધમાં રચ્યા જ રહેત."

લાઉ-ચેન મશ્કરીના રૂપમાં બોલ્યો: "એમ કે ? ચળકતા દારૂ લોકોનો દેશ ખોળવાનો તમારો ઉદ્દેશ જ ન હતો, નહિ ?"

"ન માનવું હોય તો ન માનીશ, પણ કંપાસ ચોરાયા પછી પણ મને એ દારૂ લોકોની વાતની તો ખબર જ ન હતી."

લાઉ-ચેન હસ્યો: "હશે. તમે જાણ્યું તેથી મને તો લાભ જ થયો છે. તમારાં યંત્રો જેણે ચોર્યાં હશે, તેણે અકકલનું કામ તો નહોતું જ કર્યું એમ મને લાગે છે. સારૂં થયું કે તમારી પાસે વધારાનો સામાન હતો, નહિ તો અક્ષાંશરેખાંશ આટલી સરળતાથી નકકી ન થાત."

"વળી પાછી ભૂલ કરી, લાઉ-ચેન ! મારી પાસે

વધારાનાં યંત્રો જ ન હતાં.”

“એટલે ?” લાઉ-ચેન સંદિગ્ધ ભાવે મામાસાહેબ તરફ જોઇ રહ્યો.

મામાસાહેબ હસીને બોલ્યા: “ના. તારે શંકા રાખવાનું કારણ નથી. તને ખોટી રીતે ઠગવા માટે કહેતો નથી. વધારાના યંત્રની મારે જરૂર જ પડી ન હતી.”

“ત્યારે ?”

“મારાં યંત્ર તો છે સૂર્ય, તારા અને આ ચીજ.” મામા સાહેબે ખીસામાંથી ક્રોનોમીટર યંત્ર (સૂક્ષ્મ ઘડીઆળ) કાઢી ટેબલ પર મૂકી આગળ ચલાવ્યું: “બુદ્ધિ અને જ્ઞાન હોય તો આના દ્વારા કામ ચલાવી શકાય છે, એમ તું જાણતો હોત તો આટલા ધાંધલમાં ન પડત.”

લાઉ-ચેન જરા વાર ચુપ રહી બોલ્યો: “એમ જ લાગે છે. ગમે તેમ પણ એ ધાંધલ સાર્થક તો થયું. તમારી વૈજ્ઞાનિક બુદ્ધિને ધન્યવાદ ઘટે છે.”

“ધન્યવાદ તો થોડી વાર પછી આપજે, લાઉ-ચેન ! હજી કશું કહી શકાય નહિ. મિચિના વેગળું હશે પણ હાર્ટેજનો કિલ્લો અહીંથી એટલો દૂર નથી. મેં સાંભળ્યું છે કે ત્યાં એક વાયરલેસ સ્ટેશન પણ તૈયાર થયું છે. અમે હમણાં જ અહીંથી નીકળીએ છીએ.”

લાઉ-ચેન હસી પડયો: “હમણાં જ રવાના થાઓ અને રાત દિવસ પગ ચલાવો, તોય સાત દિવસ પહેલાં હાર્ટેજ

કિલ્લે પહોંચી શકાશે નહિ. અહીંથી યુનાનની રાજધાનીનો રસ્તો માત્ર ત્રણજ દિવસનો છે. મારા દૂતને મદદ કરવા માટે આખે રસ્તે માણસો પણ આગળથી જ તૈયાર છે.”

“છતાંય કંઈ યત્ન કર્યા વિના બેસી રહેવાય? તે ઉપરાંત તને પણ સાથે લઈ જઇ ત્યાં પહોંચાડવો પડશે ને?”

“મને? મને શા માટે?”

“તારા પગનું માપ સાધારણ માણસ કરતાં જરાક મોટું છે, એટલા માટે.”

હું મૂઢ બની મામાસાહેબની તરફ તાકી રહ્યો. આ વળી કેવી દિલ્લગી! લાઉ-ચેનના પગ સાધારણ રીતે મોટા હતા, તે તો અમે બધા પહેલેથી જોતા આવ્યા હતા, પણ એ વાતનો અહીં શો સંબંધ?

લાઉ-ચેન મોઢું વાંકું કરી બોલ્યો : “આપની નકલ કરીને કહું છું કે મારી બુદ્ધિ એટલી બધી તીક્ષ્ણ નથી, મુરબ્બી! જરા ખુલાસાથી કહો જી.”

“કહેવાની જરૂર નથી. નજરે જ બતાવું છું.” એમ કહેતા મામાસાહેબ એકાએક ઊઠી જે તરફ લાઉ-ચેનનું બિછાનું હતું તે તરફ ગયા. ત્યાં જઇ તેમણે લાઉ-ચેનની ચામડાની મોટી બેગ ખોલી નાંખતાં, એકદમ લાઉ-ચેન બૂમ પાડી બોલી ઊઠયો : “બેગને હાથ ન લગાડશો, મી. સરૈયા!”

મામાસાહેબ ગંભીરભાવે બેગમાં હાથ નાખી

બોલ્યા : "માફ કરજે, લાઉ-ચેન! તારો સાજસરંજામ જોવાની મને ઘણા દિવસની ઇચ્છા હતી. તે આજ પૂરી થશે. આ રહ્યું...."

મામાસાહેબની વાત પૂરી થતાં ન થતાં તો તંબૂમાં એક અણધારી ઘટના બની ગઈ. મામાસાહેબ શું કરે છે તે જાણવા એકધ્યાનથી હું તથા લી-સીન તેમના તરફ જોઇ રહ્યા હતા. બલ્કે બેધ્યાન જેવા થઇ પડયા હતા. એ સુયોગ સાધી ટેબલ ઉપરનો લેંપ એકાએક ઉલટાવી નાખી લાઉ-ચેન વાવાઝોડાની માફક ઘરમાંથી બહાર દોડી ગયો. હું સ્તબ્ધ બની ઊભો રહ્યો, પણ લી-સીન બે ત્રણ સેકંડમાં જ તેની પાછળ દોડયો. અમે ટેબલ તળેથી લેમ્પ કાઢી સળગાવીએ તે પહેલાં તો તંબૂની બહાર પિસ્તોલના બે અવાજ સાંભળી અમે ચમકી ઊઠયા.

બત્તી સળગાવ્યા પછી હું બહાર જવા મંડયો. મામાસાહેબ મને અટકાવતા બોલ્યા: "કશી જરૂર નથી. લી-સીન એકલો જ બસ છે. તે ઉપરાંત બહાર મોંગપો છે."

"પણ આમ એકાએક નાસી જવાનું કારણ શું?"

મામાસાહેબ કાગળનું એક બંડલ ઉઘાડી તેમાંથી અદ્ભુત પ્રકારના જોડા જેવી બે વસ્તુ ટેબલ પર મૂકતાં બોલ્યા: "એકાએક નથી નાઠો. નાસવાનાં ઘણાંય કારણ છે, તેમાંનું આ પણ એક."

એ અદ્‌ભુત જોડા નજરે પડતાં પણ હું બધું સમજી ગયો. એ કાંઇ સાધારણ જોડા ન હતા. તેનું તળિયું વાઘના પંજા જેવું તૈયાર કરવામાં આવ્યું હતું. જમીન ઉપર દબાવીએ તો વાઘનાં પગલાં પડતાં હતાં !

મામાસાહેબ બોલ્યા: "આ જોડા જ એના વિરૂદ્ધની ખૂનની સાબીતી છે. આ જોડા પહેરીને તેણે આપણા તંબૂમાં ચોરી કરી હતી. રસ્તામાં નોકરનું ખૂન કર્યું હતું. લાઉ–ચેનના પગ મોટા ન હોત તો, આ જોડા મળવા છતાં તેના વિરૂદ્ધ ખૂનની સાબીતી મેળવવી આપણને બહુ મુશ્કેલ પડત."

"પણ આ સાબીતીનો અમલ કરવાની આપણને હવે તક નહિ મળે."

થોડી વાર પછી લી–સીન અને મોંગપોએ આવી કહ્યું કે અંધારામાં હાથતાળી આપી લાઉ–ચેન પહાડની સુરંગને રસ્તે ચાલ્યો ગયો હતો. શોધ કરવા છતાં પત્તો ન લાગ્યો. મોંગપો અને લી–સીન બંને જણે વેગળેથી ગોળી છોડી હતી. પણ લાઉ–ચેનને તે વાગી હોય તેમ ન લાગ્યું.

તંબૂમાંના બધા માણસોને લઇને સુરંગના બધા રસ્તાની તપાસ કરી શકાત, પણ તેથી શું પરિણામ આવત તે કહી શકાય નહિ. તેથી જ લી–સીનના એવા વિચાર વિરૂદ્ધ હું બોલ્યો: "અહીં વખત ગુમાવવા કરતાં જેમ બને તેમ જલદી આપણે હાર્ટેંજ કિલ્લે પહોંચ-

વાની જરૂર નથી ?"

મામાસાહેબ હસીને બોલ્યા: "ખરૂં છે, લી–સીન ! માયાવી પતંગિયાની આંખ બધું જોઈ શકે છે, ને તેની પાંખને કોઈ અટકાવી શકતું નથી. બે વાર છટકી જવા છતાં ત્રીજી વાર વેર લેવાનો કદાચ વખત આવશે. પરંતુ ચુનાનની સરહદ સંબંધી બંદોબસ્ત હમણાં ન કરીએ તો પાછળથી વખત નહિ મળે. આપણે હમણાં જ રવાના થવું જોઈએ."

મેં આશ્ચર્યથી પૂછ્યું: "બે વાર છટકી ગયાનો અર્થ હું સમજ્યો નહિ. માયાવી પતંગિયું કોના ઉપર વેર લેવા ઇચ્છે છે ?"

મામાસાહેબ હસીને બોલ્યા: "બીજા કોના ઉપર ? તેના વિશ્વાસઘાતી માજી સરદાર લાઉ-ચેનના ઉપર."

"ત્યારે પછી તે ભયંકર રાતે આપણને ધમકાવીને ચિઠ્ઠી મૂકી જવાનું કારણ શું હતું ? તમને જખમી કરીને ઊંચકી જવાનું શું કારણ ?"

મામાસાહેબ વળી હસીને બોલ્યા: "તે રાત્રે માયાવી પતંગિયાએ આપણને ધમકી આપીને એ ચિઠ્ઠી નહોતી મૂકી. ધમકી આપી હતી લાઉ–ચેનને !"

"લાઉ–ચેનને ? તમે શી રીતે જાણ્યું ?"

મામાસાહેબની આંખમાં કૌતુકભર્યું હાસ્ય જોઈને મને યાદ આવી ગયું કે થોડી જ વાર પહેલાં તેઓ શુદ્ધ ચીની ભાષામાં થોડું બોલ્યા હતા.

મારા આશ્ચર્યચકિત ચ્હેરા તરફ જોઇ, હસી પડી, મામાસાહેબ બોલ્યા: "હું ચીની ભાષા જાણતો હતો તે મેં જાણી જોઇને જ છૂપાવ્યું હતું. લાઉ-ચેન શું કરે છે તે મારે જાણવું હતું. તેણે પોતાને ઠીક પડે એ રીતે એ ચિઠ્ઠીનો ખોટો તરજુમો આપણને સંભળાવ્યો હતો. પોતાનો જીવ બચાવવા જ તેણે તે રાત આપણા તંબૂમાં ગાળી હતી. આપણને મદદ કરવા માટે જરા ય નહિ."

"પણ તમને જખમી કરી અહીંથી લઇ ગયા તે?"

"મને જખમી તો પ્રથમ લાઉ-ચેને જ કર્યો હતો, માથામાં પિસ્તોલ મારીને. તેં જે ગોળી મારવાનો અવાજ સાંભળેલો, તે પણ લાઉ-ચેનની ગોળીનો જ હતો. હું સાવધાન બનું તે પહેલાં જ મારી પાછળ છૂપાઈને તેણે લી-સીનને ગોળી મારી હતી."

"લાઉ-ચેનના તંબૂને આગ લગાડવા છતાંય તે બહાર ન નીકળ્યો, તેથી લી-સીનને શક પડયો. તે આપણા તંબૂ તરફ આવતો હતો. લાઉ-ચેન એકાએક ગોળી છોડશે એવું તેણે ધાર્યું ન હતું. લાઉ-ચેન મારી પાછળ હતો તેથી લી-સીન તેને કંઇ કરી શકયો નહિ. તે સખત ઘાયલ થઇ પાછો ફર્યો. હું કાંઇ કરૂં તે પહેલાં તો લાઉ-ચેને મારા પર ઘા કર્યો."

"પણ લી-સીનના લોહીના ડાઘા થોડે સુધી જઇને એમ અજબ રીતે કેમ અટકી ગયા? તમને તથા

મોંગપોને એમ અજાયબ રીતે કોણ ઊંચકી ગયું ?"

"ઉતાવળો ન થા. ધીમે ધીમે બધું કહું છું. લી-સીનના લોહીના ડાઘા રસ્તામાંથી અટકી ગયા એનું કારણ તો સહેલું જ છે. એ જાણ્યું હોત તો હું તંબૂમાંથી અદૃશ્ય થઇ ગયો તે પણ સમજી શકાત. લી-સીન થોડેક દૂર જઇને પાછો તેજ રસ્તે તંબૂ ભણી પાછો આવ્યો, એટલે એના લોહીના ડાઘ આગળ ન જતાં ત્યાંજ અટકી ગયા. તમે જ્યારે લોહીના ડાઘ જોતા બહાર નીકળ્યા, ત્યારે એણે તંબૂની પાછળ આવી તંબૂ ચીરી નાખ્યો. બહુ જ લોહી વહેવાથી તેની સ્થિતિ તે વખતે ઘણી ખરાબ હતી."

હું તો બાઘાની માફક જોઈ જ રહ્યો!

મામાસાહેબ વળી બોલ્યા: "મને કોઇ પકડી ગયું ન હતું. તમે બહાર ગયા ને તરતજ હું શુદ્ધિમાં આવ્યો. મને બહુ વાગ્યું ન હતું. હું અને મોંગપો જ ઘવાયલા લી-સીનને લઇને નાઠા હતા. માત્ર લી-સીનને બચાવવા માટે જરા વેગળા રહીને અમારી મતલબ પાર પાડવા માટે જ નાઠા હતા. તને કંઇક આફતમાં નાખીને ગયો હતો ખરો, પણ મને ખાત્રી હતી, કે લાઉ-ચેનને મારા પર જરા ય શક ન હતો. તેની મતલબ પાર પડતાં પહેલાં તને તે કશી ય હરકત કરવાનો ન હતો."

"એની મતલબ શી હતી ?"

"દારૂ લોકોના દેશની શોધ."

"દારૂ લોકો અજબ જેવી જાત છે તેમાં શંકા નહિ, પણ એમને ખોળી કાઢવામાં એવો શો લાભ છે કે તેટલા માટે આટલાં કાવતરાં અને અને આટલી ખૂનામરકીની જરૂર પડે ?"

મામાસાહેબ ક્ષણ વાર ચુપ રહી મારા તરફ કૌતુક-ભરી નજરે જોઇ ધીરે ધીરે બોલ્યાઃ "દુનિયાભરમાં સૌથી કીમતી વસ્તુ એમના દેશમાં અપાર પડેલી છે, ને તેની સાબીતી રૂપે એ પ્રકાશઝરતા, ચમકતા દારૂ લોકો પોતે જ છે !"



# પંદર

તે રાત્રે મામાસાહેબ પાસેથી બીજી કશી બીના મળી નહિ. તે વખતે અમે હાર્ટેંજ કિલ્લા તરફ જવા બંદોબસ્ત કરવામાં પડયા હતા. અમારા બધા નોકરો વિશ્વાસુ હતા. લાઉ-ચેન સાથે તેમને કશોય સંબંધ ન હતો. એના પોતાના માણસો તો અગાઉથી જ પસાર થઇ ગયા હતા. એટલે તે બાબત અમે નિશ્ચિંત હતો.

લાઉ-ચેને ખરૂં જ કહ્યું હતું. હાર્ટેંજ કિલ્લા તરફ રાત દિવસ ચાલીએ, તો પણ સાત દિવસ પહેલાં ત્યાં પહોંચાય તેમ ન હતું. જંગલના પહાડી રસ્તા ઉપર રાત દિવસ ચાલવું ય મુશ્કેલ હતું. જેનામાં એટલો બધો ઉત્સાહ અને મહેનત ઊઠાવવાની શક્તિ હતી, તે માણસ તો જાણે સમૂળગો જ બદલાઇ ગયો હતો. અમે ગમે તેટલી ઉતાવળ કરીએ, તો ય મામાસાહેબ તો જાણે દર પળે ઠંડાગાર બનતા જતા હતા. જાણે

મિચિનાના પોતાના ઘરમાં જ સુખે આરામ કરતા હોય તેમ એ તો રહેતા હતા ! અમારૂં કામ કેટલું જરૂરી હતું, તે તો જાણે તે સદંતર ભૂલી જ ગયા હતા ! અમે બહુ ઉતાવળ કરીએ તો તે કહેતા કેઃ " બર્માની સરહદ માટે કંઇ જીવ તો ન અપાય ને ? બનતી ઉતાવળ તો કરૂં છું."

આ શબ્દો સામે બીજું શું કહેવાય ? હાર્ટેજ કિલ્લામાં પહોંચતાં અમને સાતને બદલે દશ દિવસ લાગ્યા. રસ્તામાં મેં મામાસાહેબ પાસેથી અમારી મુસાફરીનો ઉદ્દેશ તેમજ બીજી બીના સારી રીતે સમજી લીધી હતી. શરૂઆતથી જ માયાવી પતંગિયું અમારૂં શત્રુ હતું એવી ખોટી ધારણાથી જ આ બધી બીના આવી આકસ્મિક અને ભયંકર બની ગઇ હતી !

'માયાવી પતંગિયું' તો હતી ચુનાનની એક ગુપ્ત ટોળી. ચુનાનમાં ઘણી જાતો વસે છે. તેમાં મુસુ શાન અને લોલો જાતિ મુખ્ય છે. આ મુસુ લોકો ચુનાનના પશ્ચિમ ભાગમાં પ્રથમ સ્વતંત્ર રાજ્ય કરતા હતા. તેમની એ સત્તા લુપ્ત થતાં, તે પાછી મેળવવા માટે કેટલાંય વર્ષથી માયાવી પતંગિયાપંથની ઉત્પત્તિ થઇ હતી. પરંતુ એ ટોળીનો નેતા વિશ્વાસઘાત કરી ટોળીના ઘણા જણને સામા પક્ષના કબજામાં સપડાવી દેતો હતો. માયાવી પતંગિયામાંના ઘણા જણે એ રીતે પોતાના જીવ ગુમાવેલા. જેઓ નાસીને બચી ગયા

હતા, તેઓ હજીય બદલો લેવાની તક ખોળતા ફરતા હતા.

લી-સીન એ નાસભાગ કરનારામાંનો એક જણ હતો. અને લાઉ-ચેન પેલો વિશ્વાસઘાતક સરદાર હતો. લાઉ-ચેન કોઈ ગુપ્ત કાર્ય માટે બર્મામાં આવ્યો છે એવી ખબર મળતાં જ લી-સીને તેનો પીછો પકડી બદલો લેવાનો નિશ્ચય કર્યો. તે જ વખતે મામાસાહેબે તેને અમારી સાથે આવવાનું કહ્યું. મામાસાહેબે તેના ઉપર ઘણા ઉપકાર કર્યા હતા, તેથી તે ના પાડી શકયો નહિ. પરંતુ લાઉ-ચેનની ભયંકરતા અને તેના કામમાં આડે આવનાર પર તે કેવું પૈશાચિક વેર લેતો એની લી-સીનને પૂરેપૂરી ખબર હતી. તેથી લી-સીને માયાવી પતંગિયા ઉર્ફે સ્ત્રીમુખા પતંગિયાના ચિહ્નવાળો કાગળ લખી મામાસાહેબને પોતાની મુસાફરી એક વર્ષ માટે મુલતવી રાખવા જણાવ્યું હતું. પણ મામાસાહેબે તે ન માન્યું તેથી સાથે આવવાની તેને ફરજ પડી.

જે માયાવી પતંગિયાનું ચિહ્ન જોઇ હું લી-સીનના ઉપર શંકિત બન્યો હતો, તે જોઇને મામાસાહેબ તે જ વખતે સમજ્યા હતા કે અમારો દુશ્મન માયાવી પતંગિયું ન હતો, પણ બીજો જ કોઇ ભયાનક પક્ષ હતો. કંપાસ વગેરે ચોરાઇ જતાં તેમને શંકા થઇ હતી કે એ દુશ્મનનો હેતુ કોઈ મૂલ્યવાન દેશ ખોળી કાઢ-

વાનો હતો અમે કદાચ એ દેશની શોધ કરીએ, તોય ખરી બાબાતનો પત્તો ન લાગે એ જ ઉદ્દેશથી તેણે ચોરી કરી હતી. પણ એ દેશ કયાં હતો, તેની એટલી બધી શી મહત્તા હતી, તે કશાનીય મામાને પહેલાં ખબર નહતી.

લાઉ–ચેનના પક્ષના માણસો અમારી ટોળીમાં પણ હતા એ જાણી મામા છૂપી રીતે એમના ઉપર નજર રાખતા હતા.

અમારા જે ઘોડાવાળાનું ખૂન થયું હતું તેની આજુ-બાજુના બે માણસો ઉપર મામાસાહેબ અને લી સીન એમ બે ય જણ નજર રાખતા હતા. જયારે પેલો ઘવાયો ત્યારે તેઓ એને મદદ કરવા ન આવ્યા, તે ઉપરથી એ શક પડયો હતો.

જ્યારે મેં લી–સીનનો પીછો જંગલમાં પકડયો હતો, ત્યારે લી સીન અને મામાસાહેબ એમ બંને જણે તે રાત્રે શકભરી રીતે અમારી ટોળી છોડી જતા એક નોકરનો પીછો પકડયો હતો. લાઉ–ચેને પોતાના માણસોને બીજે સ્થળે ખસી જવાનો હુકમ આપી, પોતાની બદદાનત પાર પાડવા અમારી સાથે મળી જવાનો નિશ્ચય કર્યો હતો. લી–સીન, લાઉ–ચેનની એ ટોળીનો પત્તો મેળવી, તેની નજીકમાં જ રહી, તેને જવાના ઠેકાણાનો પત્તો અને તેનો ઉદ્દેશ જાણવાના યત્ન કરવા લાગ્યો. તેથી જ તે અમારા તંબૂમાં પાછો નહોતો આવ્યો.

લાઉ-ચેને અમારા તંબૂમાં આશ્રય લીધો એટલે પાછા ન આવવામાં જ લી-સીનને અનુકૂળતા હતી. લી-સીન જીવતો રહેત તો એ બદમાસ લાઉ-ચેન ચેતી જાત. તે ઉપરાંત લી સીન સાથે અમારે સંબંધ છે એ વાત પણ લાઉ-ચેનને જાણવા દેવા રાજી ન હતો. લાઉ ચેને લી-સીનને સુરંગમાં જોયો, છતાંય તે એ બાબત અનુમાન કરી શકયો નહતો. લાઉ-ચેનને પોતાની ટોળીમાં લેવામાં મામાસાહેબનો ઉદ્દેશ ઊંડો હતો. ચોરના ઉપર ધાડ પાડવાનો તેમનો હેતુ હતો. લાઉ-ચેન અમારી સાથે ભળ્યો હતો અમારો ઉદ્દેશ જાણવા માટે, અને જરૂર પડે તો રસ્તામાંનો કાંટો દૂર કરવા માટે; અને મામાસાહેબે તેને સ્થાન આપ્યું હતું તેની મુસાફરીનો મૂળ હેતુ છૂપી રીતે જાણી લેવા માટે. લાઉ-ચેન જુદા તંબૂમાં રહેતો હતો. મોંગ-પોની મદદથી તેના કાગળપત્ર ઉથલાવી મામાસાહેબ જાણી શકયા હતા કે દારૂલોકોનો દેશ શોધી કાઢવા-નો જ તેનો ઉદ્દેશ હતો.

પ્રથમ તો કશું સમજી શકાયું નહિ. પછી દારૂ લોકોના શરીરમાંથી રાત્રે એક અજબ પ્રકારનો પ્રકાશ નીકળે છે તે જાણતાં બધો ભેદ ખુલ્લો થઇ ગયો. તે જ વખતથી લાઉ-ચેનની મુસાફરીનો મૂળ ઉદ્દેશ સમજી લઇ, તે નિષ્ફળ કરવાનો મામાએ નિશ્ચય કર્યો.

મામાસાહેબ તો જંતુતત્વશાસ્ત્રી હતા, એટલે આ

બાબત તેમને ખબર ન પડત. પરંતુ થોડાજ દિવસ પહેલાં અમેરિકાની એક આશ્ચર્યભરી ઘટનાના સમાચાર તેમણે છાપામાં વાંચ્યા હતા. તે ન વાંચ્યા હોત તો આ દારૂ લોકોના દેશની વાત તેઓ પણ સમજી ન શકત. અમેરિકાના એ સમાચાર ઉપરથી ત્યાંના એક ઘડીઆ-ળના કારખાનાના કેટલાક કારીગરોના કોઇએક આશ્ચ-ર્યભર્યા રોગથી મૃત્યુ થવાના ખબર જાણવામાં આવ્યા હતા. એ રોગ બીજો કોઇ ન હતો, પણ શરીર પર રેડીયમની પ્રતિક્રિયા હતી. અંધારામાં ઘડીઆળના કાંટા જોઇ શકાય, તેટલા માટે રેડીયમમિશ્રિત એક પદાર્થનો ઘડીઆળના ડાયલ ઉપર ઉપયોગ કરવામાં આવતો. તેમાં બ્રશનો ઉપયોગ થતો તે મોઢાના થુંકમાં બોળીને કરવામાં આવતો. એ રીતે રેડીયમ અતિ અતિ અલ્પાંશમાં પણ તેમના શરીરમાં જઇ લોહીમાં ભળતું.

રેડીયમનો એ ધર્મ છે કે તે શરીરમાં દાખલ થયા પછી બહાર નીકળતું નથી; પણ શરીરનાં હાડકાં ઉપર ભેગું થાય છે. અને ત્યાંથી એક જાતનો પ્રકાશ નીકળી લોહીમાંના રક્તકણ (Red corpuscles) નો નાશ કરે છે. પેલા કારીગરોના શરીરમાં પણ રેડીયમની આવીજ ક્રિયા થઇ હતી. રાત્રે અંધારામાં પોતાના શરીરમાંથી પ્રકાશ નીકળતો જોઇ તેઓ પ્રથમ ચમકી ઊઠ્યા. પછી ડોકટરોની તપાસમાં બધો ભેદ

માલૂમ પડી ગયો. દારૂલોકોના કોઈ સ્થળના પાણીમાં રેડીયમક્ષાર મોટા પ્રમાણમાં હતો, અને તેથી તેમના શરીરનો પ્રકાશ એ રેડીયમક્ષારની જ સાબીતી આપતો. તેથી એ દેશમાં મૂલ્યવાન ધાતુની ખાણ મળવાનો ઘણો સંભવ હતો, એવી મામાને ખાત્રી થઈ હતી.

લાઉ–ચેને તેમને ઘાયલ કર્યા તે છતાં તે જ રાત્રે અમને આશ્ચર્યમાં નાંખી તે કેવી રીતે અદૃશ્ય થઇ ગયા એ વાત તો પહેલાં જ કહી હતી. જે ત્રણ બૌદ્ધશ્રમણની વાત હું અગાઉ કહી ગયો તે મામાસાહેબ, લી–સીન અને મોંગ પો હતા. એ વેશમાં તેમણે દારૂ દેશની શોધ કરી હતી અને હું દારૂ લોકોના હાથમાં સપડાયો ત્યારે મને બચાવી લીધો હતો. તે રાત્રે મારા હાથમાંનું પાણીનું વાસણ પાડી ન નાંખ્યું હોત તો મારી પણ એ લોકોના જેવી જ દશા થાત. મેં જે કુંડ સુરંગમાં જોયો હતો તે પણ એ રેડીયમના જળનો હતો. તેના પાણીમાં જ રેડીયમ હતું એમ નહિ, પણ મોટા મોટા રેડીયમના પથ્થરો આસપાસ અને કુંડને તળીયે હતા. ત્યાં તે દિવસે લી–સીનની સાથે મામાસાહેબ પણ ગયા હતા. લી સીન તે દિવસે મને બોલાવવા જ મારી પાછળ આવ્યો હતો. પણ હું અવળું સમજ્યો હતો. અને એ ભૂલનો ભોગ બની હું લાઉ–ચેનને મામાસાહેબના છૂપા રહેઠાણમાં લઈ ગયો હતો.

મામાસાહેબની પાસે બધી વાત સાંભળી હું હતાશ બની ગયો. આટલી મહેનત છતાં છેવટ મામાસાહેબની બધી મહેનતનું ફળ લાઉ-ચેન લઈ ગયો, તેથી મારા મગજમાં તો આગ લાગી ગઈ. પણ મામાસાહેબને તો તે બાબત કશુંય લાગતું હોય તેમ ન જણાયું. સાતને બદલે દશ દિવસે હાર્ટેજ પહોંચ્યા છતાંય તેમને કશી ચિંતા કે ઉદ્વેગ થતાં મેં ન જોયાં મામાસાહેબની ઓળખાણ પછી હાર્ટેજના કિલ્લામાં અમારો સારો સત્કાર થયો. પણ વાયરલેસથી બર્મા સરકારના વિદેશમંત્રીને ખબર મોકલવાની વાત કહેતાં કિલ્લાનો અધિકારી વંકાઈ બેઠો. એ કોઇ રીતે કબૂલ ન થયો.

મામાસાહેબ હસીને બોલ્યા: "આ બીના ઉપર બર્મા, ચીન અને યુનાનનું ભવિષ્ય નિર્ભર કરતું હોય તોય નહિ?"

લેફ્ટેનન્ટ બ્લાઇડ ગંભીર ભાવે બોલ્યો: "તમારી વાતનો અર્થ સમજાતો નથી."

મામાસાહેબે અડધો કલાક વાત કરી બધું સમજાવ્યું. પણ તે સાંભળી લેફ્ટેનન્ટ બ્લાઈડ અત્યંત ઉશ્કેરાઈ ગયેલો જણાયો.

"એનો અર્થ યુદ્ધ, સમજી શકો છો, મી. સરૈયા? આ રીતે દગો કરી પોતાની સગવડ મુજબ સરહદ નક્કી

કરી લે તો યુદ્ધ અનિવાર્ય."

"એમ ન બને એ જ હું ઇચ્છું છું."

ત્યાર પછી વાયરલેસ મોકલતાં અગવડ ન પડી. મામાસાહેબે સરહદ નક્કી કરનારી કચેરી–વિદેશકચેરીના મંત્રીને નીચેનો પ્રશ્ન મોકલ્યો: "યુનાન સાથે બર્માની સરહદનો છેવટનો નિશ્ચય થઇ ગયો ?"

અને અમે બધા ત્યાં ભેગા થઇ ઉદ્વિગ્ન ચિત્તે જવાબની રાહ જોતા બેઠા.

જવાબ આવતાં વધુ વિલંબ ન થયો. પણ એ ઉત્તર છાતી ધડકી ઊઠે એવો હતો. વિદેશમંત્રીએ જણાવ્યું કે સરહદ નક્કી કરવાનું કામ તદ્દન પૂરૂ થઈ ગયું હતું. યુનાન સરકારે છેવટને વખતે કાંઇક થોડીક અદલબદલ કરવાની હઠ કરી હતી, અને છેવટે તેની મરજી મુજબ ફેરફાર પણ થઇ ગયો હતો.

લેફ્ટેનંટ બ્લાઇડ ભીષણ કંઠે બરાડી ઊઠયો: "બર્મા એ દગાબાજી નહિ ચલાવી લે. હું તમને કહું છું કે આ વાત પર જરૂર પડે ટૂંક વખતમાં યુદ્ધ થશે જ."

મામાસાહેબ હસીને બોલ્યા: "ના, લેફ્ટેનંટ બ્લાઇડ! હવે યુદ્ધની જરૂર નહિ પડે. બર્મા ફસાયું નથી."

"એટલે ?"

"એટલે એમ, કે કદાચ મારી નોંધપોથી દુશ્મનના

હાથમાં જાય એ ડરથી મેં અક્ષાંશ રેખાંશનો હિસાબ તેમાં બરાબર લખ્યો ન હતો. જાણી જોઈને જરાક ભૂલ રાખી હતી. અને ચુનાન એ જ મુજબ સીમા નક્કી કરીને જાતે જ ઠગાયું છે !"

હું બોલી ઊઠયોઃ "શાબાશ, મામા ! શાબાશ ! ધન છે મારી દાદીને ! રંગ છે સરૈયા ને !"

સરૈયો રંગ ન રાખે, તો કોણ રાખશે ?




આ ચોપડી તમને ગમી ? ગમી હોય તો એ વાંચવાની ભલામણ તમારા પંદર વીસ મિત્રોને કરજો.

ગાંડીવની કુમારમાલા : ૪

# ગેબી સૃષ્ટિ



માણસની ઉત્પત્તિ વાંદરામાંથી થઇ એમ મનાય છે. અને એક પછી એક કેવી રીતે ને કયા કયા રૂપ મારફત એ બન્યું તેની સાંકળ પંડિતોએ ગોઠવી છે. પણ એ સાંકળમાં કેટલાક અંકોડા ખૂટે છે. એ તૂટતા અંકોડા—પ્રાણીઓની કોઇ નવી જ ગેબી સૃષ્ટિ દુનિયામાં એક ઠેકાણે સાંપડે છે. પણ તે ઇતિહાસ દુનિયાને આપવા માટે ચાર સાહસિક વીરો કેવાં કેવાં સંકટ વેઠે છે તેની આ કહાણી જગવિખ્યાત નવલ લેખક સર કોનન ડાઇલે લખી છે, અને ઘણી જ રસભરી છે.

કિંમત ૧—૮—૦

પોસ્ટેજ જુદું

ગાંડીવ